# પ્રેમભક્તિ–ગ્રન્થમાલા



| | | પહેલી આવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧, | કેટલાંક કાવ્યો | ૧૯૦૩–૧૯૦૮ |
| ૨, | રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩, | વસન્તોત્સવ | ૧૯૦૫ |
| ૪, | ઇન્દુકુમાર, અંક ૧ લો | ૧૯૦૯ |
| ૫, | ન્હાના ન્હાના રાસ | ૧૯૧૦ |
| ૬, | શ્રીમદ્ ભગવદ્ગીતા | ૧૯૧૦ |
| ૭, | જયા–જયન્ત | ૧૯૧૪ |
| ૮, | મેઘદૂત | ૧૯૧૭ |
| ૯, | ઉષા | ૧૯૧૮ |
| ૧૦, | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૧, | ગીતસંગ્રહ | છૂટક છૂટક |
| ૧૨, | રાજર્ષિ ભરત | ૧૯૨૨ |
| ૧૩, | પ્રેમકુંજ | ૧૯૨૨ |
| ૧૪, | પુણ્યકન્થા | ૧૯૨૨ |

પ્રકાશકઃ રા. રા. મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,

ત્રણ દરવાજા,—અમદાવાદ



પ્રેમભક્તિ-ગ્રન્થમાલા

# રાજર્ષિ ભરત

કર્તા:—

—ન્હાનાલાલ દલપતરામ કવિ

વિ. સં. ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૨

કીંમત સવા રૂપીઓ

---

કર્તા અને પ્રકાશક;

ન્હાનાલાલ દલપતરામ કવિ, અમદાવાદ

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦

મુદ્રકઃ પા. ૧ થી ૯૬, હરિહર પ્રિન્ટિંગ પ્રેસ, કોટમાં,
હોળી ચકલો, મુંબઈ.

બાકીનુંઃ ચીમનલાલ ઇશ્વરલાલ

મુદ્રણસ્થાનઃ 'વસન્ત મુદ્રણાલય,' શામળાની પોળ; અમદાવાદ

---

# પ્રસ્તાવના



પૂર્વભારત એ નામથી એક મહાકાવ્ય લખવા મનોરથ હતો. સહુ મનોરથો કંઈ ફળતા નથી, ને એ વસ્તુને નાટકરૂપમાં ગૂંથીને ગર્જર નરનારના કરકમલમાં આજે આ મૂકું છું.

૨. લોકકથા તેમજ વિદ્વદ્વાર્તા મુખ્યત્વે એમ કહે છે કે શકુન્તલા ને દુષ્યન્ત મહારાજના પુત્રરત્ન ભરતદેવના નામથી આર્યાવર્ત ભરતખંડને નામે ત્રિકાલવિખ્યાત થયો. આદિ પર્વ અધ્યાય ૭૪ માં મહાભારત ભાખે છે કે " દુષ્યન્તના પુત્ર ભરતે આખી પૃથ્વીના રાજાઓને પોતાના ખંડિયા રાજા કરી નાંખ્યા: " શ્લો. ૧૨૮. " એ જ ભરત ચક્રવર્તી પ્રતાપી ને સાર્વભૌમ રાજા કહેવાયો: " શ્લો. ૧૨૯. " એ જ ભરતથી ભારતી કીર્તિ થઈ, અને ત્હેના નામ ઉપરથી ત્હેના વંશજો ભારત કરીને અદ્યાપિ સૂધી પણ લોકોમાં કહેવાય છે: " શ્લો. ૧૩૧. આદિ પર્વ, અધ્યાય ૯૪ માં લખ્યું છે કે " આ ભરત રાજાથી ભરતવંશનો મ્હોટો યશ પ્રસર્યો: " શ્લો. ૧૯. " ગુજરાતી " પત્રના મહાભારતના ભાષાન્તરની પ્રસ્તાવનામાં ૯ મે પાને લખ્યું છે કે " પુરુના વંશમાં ભરત રાજા થયો. ભરતના રાજ્યપ્રદેશને ભરતખંડ કહે છે. " એ ભરતદેવના ત્રીજા કે પાંચમા વંશજ હસ્તિન્ ઉપરથી પૌરવનગરીનું નામ હસ્તિના-

પુર પડ્યું. ભરતખંડની એ સનાતન રાજધાનીને રાજંસિ-હાસને મ્હોર્યાંપ્રફુલ્લ્યા ભારતવંશના અભિનામદાતા ભરત-દેવને નામે ત્રિકાલમાં ભરતખંડ પૃથ્વીમાં પ્રખ્યાતિ પામ્યો છે.

૩. આ વ્યુત્પત્તિકથાથી વિરુદ્ધ બીજો ગૌણ પક્ષે છે. વ્યાસજી શ્રી કૃષ્ણ હોમર–ને ૧૬ મી સદીના સુવિખ્યાત ઇંગ્રેજ નાટકકાર શેક્સપિયર સુદ્ધાં–ઐતિહાસિક વ્યક્તિઓ જ નથી એવો ગૌણ પક્ષ ખડો છે, ને એ ગૌણ પક્ષની નોંધે વિના પ્રધાન પક્ષ ઐતિહાસિક સત્ય તરીકે ઇતિહાસોમાં નોંધાય છે. રાજર્ષિ ભરતની યે પ્રાચીન સંશોધનની એ ચર્ચા લંબાવ્યા વિના એ કહીશ કે આ નાટકની રચના પ્રધાન પક્ષના પગથાર ઉપર માંડેલી છે, ગૌણ પક્ષ ઉપર નથી.

૪. મહાકવિ કાલિદાસના નાટકમાં જન્મઘડીથી માંડીને પહેલા ને ત્રીજા અંકમાં તપોવનવાસિની વલ્કલધારિણી શકુન્તલાનાં દર્શન થાય છે. ચોથા અંકમાં તપોવનમાંથી રાજનગર ભણી સંચરતી, ને પાંચમા અંકમાં રાજમહેલમાંથી તુચ્છકારાઈ પુનરપિ તપોવનમાં પાછી વળતી શકુન્તલા દર્શન દે છે. છેક સાતમા અંકના મધ્ય ભાગ સુધી શકુન્તલા વિરહનાં તપ તપતી તપસ્વિની જ રહે છે. મહાકવિની રસિકતાએ નાટકમાં પૂરેલા રંગો પ્રોજ્જવળ ને ભર્ગવન્તા હોઇ શકુન્તલાના તપજીવનનો આ ઉંડો રથાયી ભાવ તરત સ્પષ્ટ થતો નથી. આ નાટકમાં તો તપસ્વિની શકુન્તલાના જ ભાવરંગો તરતા ને ઉઘડતા છે; ભગવાંને સોનેરી કોર ચ્હડાવી નથી. એક દૃષ્ટિએ આ ગ્રન્થને–ઉત્તર–શકુન્તલા યે કહેવાય.

૫. ભરતદેવે ગંગાનો પ્રવાહ રોકીને ૫૫ અશ્વમેધ યજ્ઞ કીધા, ને યમુનાનો પ્રવાહ અવરોધીને ૭૧ અશ્વમેધ યજ્ઞ કીધાઃ ( ભાગવત, સ્કં. ૯, અ. ૨૦, શ્લો. ૨૪–૨૫. ) ભરતદેવના એ મહાયજ્ઞોમાં મુખ્ય આચાર્ય કણ્વ મુનિ હતાઃ ( મહાભારત, આદિપર્વ, અ. ૭૪, શ્લો. ૧૩૦. ) " જેવી રીતે હાથો ( ઉંચા કરવા ) થી સ્વર્ગને ( અડકી શકાતું નથી, ત્હેવી રીતે ) ભરતનાં મહાન કર્મને પૂર્વે કોઇ રાજાઓ કરી શક્યા નથી, પાછળના પણ નથી કરી શક્યા, ને ( હવે પછીના પણ ) નહીં કરી શકેઃ " ( ભાગવત, સ્કં. ૯, અ. ૨૦, શ્લો. ૨૯. )

૬. પુરુવંશનું પૌરવપુર યમુનાને તીરે, બ્રહ્માવર્તથી બહુ દૂર નહીં એમ, હતું. ભરતદેવથી ત્રીજી કે પાંચમી પેઢીએ મહાપ્રતાપી હસ્તિન્ રાજા થયા ત્હેમણે એ પ્રાચીન પુરને જગતવિખ્યાત હસ્તિનાપુર નામ આપ્યું, અને ભરતખંડની એ સનાતન રાજધાની થઇને શોભ્યું, એ ઉપર કહેલું જ છે.

૭. ગંગાદ્વારના સન્થાલ અને એવા અનાર્યોમાં નરમેધની પૃથા હતી એની તો સર વિલિયમ હન્ટર જેવા આધૂનિક ઇતિહાસઅભ્યાસકો યે સાક્ષી પૂરે છે.

૮. આ નાટકમાંની અવન્તીનાથની કથા ઐતિહાસિક નથી. અવન્તીના મહાકવિ કાલિદાસનાં કાવ્યરત્નોમાંનાં સૂચનોમાંથી પ્રસંગો ઉપજાવી બની શકયા તે કવિતાને રંગે રંગીને ઉજ્જયિનીનો વાર્તાભાગ આમાં ગૂંથેલો છે.

૯. ઘણાંખરાં સંસ્કૃત અવતરણોમાં કાલવ્યુતક્રમનો દોષ છે એ કહેવાની તો જરૂર છે ?

૧૦. યુગના યુગથી ભરતખંડના સાહિત્યગ્રન્થો ધર્મશાસ્ત્રો ને વેદસંહિતા: જીવનવિધાનના સંસ્કારો મહોત્સવો પુણ્યપરવો ને સંસ્કૃતિઃ એ સહુ, ધરિત્રીની પેઠે, એકપાટ છતાં યે ભરતખંડ કે ભારતવાસીઓ એક નથી ભાખનાર ને માનનાર સત્યપારખની બન્ને આંખોથી જોઇને બોલે કે માને છે? નાક કાન આંખ ને જીહ્વા, હાથ પગ ઉદર ને હૃદય: એક માનવદેહના એ અવયવોની વિધવિધની ને નિરનિરાળી વિશેષતાઓને લીધે નરદેહ એક નથી કહેનારા કેટલા સાચ્ચા કહેવાશે? આર્યાવર્તનાં દેશો ને પ્રજાઓ ભરતદેવના ધર્મખંડના ભિન્ન ભિન્ન અવયવો છે. આર્યવર્તના પ્રાન્તોમાં અવયવોની ભિન્નતા ને દેહની એકતા છે. સાગરની પેઠે જયપરાજયના ભરતીઓટ અનુભવતો, પણ સદા યે **आपूर्यमाणम् अचलम् प्रत्तिष्ठम्** સમોવડો ભરતખંડ ભરતકુલનો એક અખંડ સનાતન કુલવાસ છે. વિરાટને કિરીટ તિલકટીલડી સમ—મહાબ્રહ્માંડના સૌભાગ્યચન્દ્રક સમો બ્રહ્માંડપતિ એને ચિરંજીવજ્યોત રાખો! ભરત રાજર્ષિના એ ભરતખંડથી પૃથ્વી સૌભાગ્યવન્તી છે.

**ન્હાનાલાલ દલપતરામ કવિ**



નટી તથા ચાર ઋષિકુમારો :
ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો ભારત કુલ!
ગાઓ એ મહાકથા—

સૂત્રધાર: ( પ્રવેશીને )
પ્રિયે ! શાં સંગીતથી રીઝવો છો ?
પ્રેક્ષકસભા છે બુદ્ધિમાન ને રસપારખ:
આર્યજનોને શોભે એવું આપજો.

નટી: ભારત કુલની મહાકથાનું આ છે ગીત.
એથી વધુ તો, પ્રાણેશ !
ભરતસન્તાનોને બીજું શું ભાવે ?
કુલપતિ કણ્વદેવના તપોવનમાંથી
ઋષિકુમારો આવ્યા છે, ને લાવ્યા છે.

ઋષિકુમારો: ત્રિકાલદ્રષ્ટા મહર્ષિઓથી ઉતરેલી
પ્રાચીન પ્રેરણાનું અર્વાચીન ફલ છે
ભરતવંશની મહાકથાનું એ ગીત.
એમાં ઇતિહાસ આલેખેલો છે
જગત્‌વિખ્યાત ભારત કુલનો:
કવિતાની આંખે જોયેલો,
મન્ત્રકારો શી મનીષાએ સારવેલો.
સૂર્યતેજમાં લખ્યું વાંચ્યું,:
વાયુમાંથી વાગું સાંભળ્યું એ ગીત:
તે સંભળાવિયે છીએ સહુને.

સૂત્રધાર: એ ગાઓ છો, ઋષિપુત્રો !
આર્યકુલની મનુષ્યમોહિની મહાકથા !
ભૂતકાલને હૃદયે કોતરેલી,
ભવિષ્યકાલની ક્ષિતિજે આલેખેલી ?
ગાઓ ત્યહારે, ગાઓ મુક્તકંઠે
એ જગન્મોહન યશોગાન.

નટી તથા ચાર ઋષિકુમારો: ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો ભારત કુલ !
બોલો એહ કાલાતીત યશના યશબોલ હો !
કોટિ કોટિ નરનાર ! ગાઓ એહ ગુણગાન:
એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારત કુલ !
ગાઓ એ મહાકથા.

સૂત્રધાર: ભરતખંડનાં કોટિ કોટિ નરનારને તો
એ જ કથા હોય સૌથી વ્હાલી.

નટી: પ્રાણેશ ! ભરતખંડવાસીઓને કાજે તો
એક જ છે યશસ્વિની મહાકથા,
એક જ છે કાલાતીત વ્હાલું સત્ય:
ઇતિહાસોના ઉદય ને અસ્તમાં
ધ્રુવના તારા સમું નિત્યજ્યોત:
મહાકાલના વજ્રપાત પડતાં યે
યુગના યુગથી અખંડ:
ભરતખંડવાસીઓને કાજે
એક જ છે એ મહાસત્ય:
કે સાગરની પાળબાંધ્યો,
હિમાદ્રિના ગગનચુમ્બી કાંગરાશોભ્યો,

મહાઅશ્વત્થની મહાશાખાઓ
દિશદિશમાં વિસ્તરતો શો,
કમલપાંખડીઓ શો અનેકદલ,
મયૂરકલાપ શો અનેકવર્ણી,
સુન્દરીના ચોરસા સરિખડો
નાના વિધનો ભાતીગર,
ભરતખંડ રાજર્ષિ ભરતનો છે.
કાલજૂનું ને ઇતિહાસસિદ્ધ
એ જ છે એક આત્મનગ્હાલું મહાસત્ય.

**સૂત્રધાર:** પ્રિયે ! ભરતકુલને ભાખો છો
એમની કુલકથાનાં મૂળ આજે:
વડવાઓના વડલાની મહાવાર્તા.

**નટી:** ભારત કુલના પિતામહ
પૌરવમણિ ભરતદેવનો તો
એ જ છે મહાઇતિહાસ કે
દેશદેશનાં ફૂલડાં ગૂંથીને
સ્થાપ્યો છે આ ભરતખંડ
યુગના યુગથી હિમાલય શો ઉભેલો.
ભવ્ય કથામન્ત્રો ગાતો ભરતખંડ જ છે
આર્યરાજન્ ભરતદેવનો
ચિરંજીવ કીર્તિમંડપ.

**સૂત્રધાર:** સાચ્ચું જ ભાખો છો, પ્રિયે !
ભરતદેવનું જ આ ભારત કુલ:
એ પિતામહનો આ ગોત્રવિસ્તાર.

**નટી:** જૂવો પધારે હ્‌મણે આઘેઆઘેથી
શકુન્તલાના એ પૃથ્વીપરાક્રમી પુત્રદેવ:
હિમાલયના કો શિખર સમોવડ શોભતા.

**ઋષિકુમારો:** ભરતદેવનું તો આજે આ
આદિ પર્વ જ ભજવાય છે:
આ તો એમનો પ્રથમ અશ્વમેધ.

**સૂત્રધાર:** હા, પ્રિયે ! પધારે છે ભરતરાજ,
રાજસૂય યજ્ઞના અશ્વને દોરતા:
જાણે જગતના મહાસારથી !

**ઋષિકુમારો:** જાણે આર્યત્વના અવતાર !

( સહુ જાય છે. )



## પ્રવેશ પહેલો:

### પૌરવપુરના રાજમહાલયનો ચોક

( પુરુનગરીના મેઘપડછન્દ મહેલના વિશાળ ચોકમાં ભરતદેવની ચતુરંગ મહાસેના શસ્ત્રસજ્જ ઉભી છે. પદાતી રથી હયસ્વામી ગજસ્વામીની હારમાળા, સાગરના મહાતરંગો સમોવડી, ડોલે છે. સન્મુખ અનિલલહરીઓમાં લહરતો આર્યધ્વજ ઉડે છે. અમાત્ય આર્યપિશુન ને સુભટપતિ જયધ્વજ એ બે મહારથીઓ રણધ્વજને બે પડખે બે દિગ્પાલ સમા ખડા છે. શંખનાદ ગાજે છે, ને આકાશમાં એના ઘોર પડઘા ગડગડે છે. )

**અમાત્ય:** સુભટપતિ ! મધ્યદેશના નાભિચક્રમાં,
લક્ષ્મીમ્હોરી ઉજ્જયિનીના નગરચોક વચ્ચે,
રોપજો આ પુરુવંશનો જયધ્વજ.
સિધાવો, ને દિગ્વિજય કરો.

**સુભટપતિ:** પુરુવંશના મન્ત્રીશ્વરની
જોઈ પ્રેરણા ને આશીર્વાણ.

**અમાત્ય:** ગંગાનદનું પૂર ઉભરાતું આવે,
યમુનાજીની ભરતી ઉછળતી ચ્હડે,
એવું વહે છે અવનીભરમાં
આર્યત્વનું પરમ પૂર આજે.
જયવન્ત થઇ જગતને જીતશે,
રસાર્દ્ર ને ફલદ્રુપ કરશે.

**સુભટપતિ:** મન્ત્રીશ્વરજી !
**किरातहूणान् यवनान्**
**अन्ध्रान् कङ्कान् खशान् शकान्**
**अब्रह्मण्यान् नृपांश्चाहन्**
**म्लेच्छान् दिग्विजयेऽखिलान्**
આર્યાવર્તમાં દિગ્વિજયપતાકા ફરકાવવામાં
ત્રણ દેશ વર્ણવ્યા છે હજી:
સિન્ધુદેશ, મધ્યદેશ ને ગંગાદ્વાર
આયુષ્ય સન્કેલાય તે પહેલાં
ભવિષ્યવાણી ફળતી નિરખું છું એ
કે પુણ્યાયુષી ભરતદેવને રાજશિરે
ચક્રવર્તીનો કીર્તિમુગટ વિરાજશે.

**અમાત્ય:** જયસિદ્ધ જ છે સદા
સુભટપતિ જયધ્વજનાં ધનુષ્યબાણ.
ભરતદેવ કોઇના અરિ નથી.
અબ્રહ્મણ્યના જ અરિ છે.
દિગ્વિજયને કાજ અશ્વમેધનો રાજઅશ્વ
આજે પૃથ્વીતલમાં પરવરશે.
આજે એનું છે મુહૂર્ત,
આર્યત્વના દિગ્વિજયના મંડાણનું.

**સુભટપતિ:** આર્યત્વને સંસ્થાપવા ને સંરક્ષવા
મહારથીઓનાં અસ્ત્રશસ્ત્ર
સજ્જ જ છે સદા ત્રિકાલમાં યે.

**અમાત્ય:** જૂવો આવે એ અશ્વમેધનો અશ્વરાજ:
જાણે પુરુનગરીનું થનગનતું સિંહાસન.

**સુભટપતિ:** સૂર્યદેવના સમમુખા શો છે તેજસ્વી !

**અમાત્ય:** ને સૂર્યકિરણની તેજમંજરી શો
પરવરશે પૃથ્વી ભરમાં:
પુરુવંશની કુલકીર્તિ સમોવડો.

(અશ્વમેધના રાજછત્રે અલંકૃત રાજઅશ્વને દોરતા, ઋત્વિજો તથા સુભટવૃન્દથી વીંટળાયેલા, ભરતદેવ, ટોપ કવચ ને ધનુષ્યબાણે વિભૂષિત, પધારે છે. આગળ પ્રતિહારિણી યવની ચાલે છે, પાછળ રાજઅશ્વનું ગીત ગાતી ગાતી ચારણિયાણીઓ સંચરે છે.)

**ચારણિયાણીઓ:** (બે યુવતિઓ ઉપાડે છે, ને અન્ય ઝીલે છે.)
શુભના શુકને હો ! સંચરો, મહારાજ !
રણને જીતીને વ્હેલેરા વીર ! પધારજો,
મ્હારા રાજ !
જગને જયડંકે ધરણી ધ્રૂજાવજો,
મ્હારા રાજ !

ઘોડો મ્હારો યશપંખાળો, ને ઉડશે:
ઘોડો મ્હારો જયપંખાળો, ને જીતશે:

ગરવો રણધ્વજ એ ફરફરે, મહારાજ !
સુભટોનાં હૈયાં એવાં રણના રમણે ચ્હડયાં,
મ્હારા રાજ !

શૂરનો મહેરામણ ઉલટયો, મહારાજ !
વીરો કેરા પગના પડે છે પડછન્દવા,
મ્હારા રાજ !
શુભના શુકને હો ! સંચરો, મહારાજ !

( રાજઅશ્વને આર્યધ્વજની સમીપમાં સ્થાપે છે. શંખ ભેરી પણવનાં વધામણાં વાગે છે. )

**જયધ્વજ:** પુણ્યશ્લોક પિતામહ પુરુદેવના મહાઅશ્વ
પૃથ્વીશના વંશનો આ રાજઅશ્વ છે:
પૃથ્વીશને ઘેર એ પૃથ્વી લાવશે.
મહારાજની શી આજ્ઞા છે ?

**ભરત:** સુભટપતિ ! નૃપતિ કે ભૂપતિ થવા
નથી જોઇતું મ્હારે પૃથ્વીનું ચક્રવર્તિત્વ.
નૃપાલ ને ભૂપાલ થવા કાજે
સાર્વભૌમત્વના મહાધર્મ વાંછું છું
રાજદંડનાં ધર્મ ને શોભા
લોકપાલનમાં ને લોકભર્તૃત્વમાં છે

**અમાત્ય:** સાધુ વચન, મહારાજ !
યૌવનમાં વૃદ્ધવાચા ઉચ્ચારો છો,
પરમ રાજમન્ત્રો ભાખો છો.
સોમતીર્થે સંચરેલો યાત્રીસંઘ
આવ્યો છે, ને કષ્ટવાર્તા લાવ્યો છે
સૌરાષ્ટ્રના દસ્યુઓની કનેથી.

**ભરત:** સૌરાષ્ટ્રીઓ ! ? ભૂલ હશે:
સૌરાષ્ટ્રમાં દસ્યુઓ નથી, આર્યો જ છે:
સોમતીર્થ અનાર્યના યે આર્ય ઘડે છે.
આતિથ્યઉદાર સૌરાષ્ટ્રીઓ
કદી યે ન આચરે એવો અધર્મ.
આમન્ત્રો એ આર્ય યાત્રાળુઓને.
( આર્ય યાત્રાળુઓ સન્મુખ આવે છે. )

**યાત્રીઓ:** મહારાજનો જય હો !

**ભરત:** નિર્ભય ને પુણ્યશાળી હો, પ્રજાજનો !
કહો, શી કથા છે ?

**યાત્રીઓ:** સોમતીર્થે જતાં સંઘ ભૂલો પડ્યો,
સાગરની શીંગાળી અણીઓમાં જઈ અડક્યો.
સંઘે કહ્યું, આર્ય છીએ,
સાગરસ્નાને સોમતીર્થે આવ્યા છીએ,
દિશાઓના જેતા, પૃથ્વીપરાક્રમી
ભરતદેવના પ્રજાજન છીએ.
ન સાંભળ્યું. સંઘને લૂંટ્યો,
ને આર્યદેવને તિરસ્કાર્યા.
યાત્રાળુથી આંખે ઉંચી ન થાય,
નહીં તો ઓળખાવત એમને પણ
કે અમે યે આર્યકુલનાં કિરણ છીએ.

**ભરત:** ( અમાત્ય ભણી કમલપુટ શો કંઠ નમાવીને )
મન્ત્રીશ્વર ! ન હોય સૌરાષ્ટ્રીઓ એ.
આનર્તના એ તો અનાર્યો.
આનર્તમાં જવાનું તો ભાખ્યું છે
ધર્મશાસ્ત્રમાં યે પ્રાયશ્ચિત્ત.
( યાત્રીઓ ભણી નિહાળીને )
એ ભૂશીરે મહાતીર્થ થશે,
ને દસ્યુઓને સ્થાને બ્રાહ્મણો ઉભરાશે ત્હાં.
ધીર ગમ્ભીર ને દક્ષ
સહુ આર્યપુત્ર છો, અધીરા મા થાવ !
સાગરમંડલાવૃત સારી યે ધરિત્રી
ધર્મક્ષેત્ર સમી પુણ્યવન્તી બનશે.

**સુભટપતિ:** મહારાજ ! શી આજ્ઞા છે ?

**ભરત:** યુદ્ધે ચ્હડતી મહાસેનાને
ફરી એક વેળા સંભળાવો
પુરુવંશના સંગ્રામનિયમનો.
રણસંગ્રામ પણ પ્રજાજીવન છે,
પૃથ્વીની પ્રજાપ્રજાઓની
પુણ્યપાપની સામુદ્રધુનીઓ છે.

**સુભટપતિ:** સાંભળજો, મહાસેનાનીઓ !
પૌરવકુલના મુખ્ય સંગ્રામમન્ત્રો.
ગદા ચક્ર શરચાપની સંહારખેલના યે
શાસ્ત્રભાખ્યો પ્રજાયજ્ઞ છે, ને
શાસ્ત્રાજ્ઞાઓ પાળવાની છે ત્હેમાં ય તે.

એક: રણખેલના આર્યોને કાજે ધર્મયુદ્ધ જ હોય.

બે: પીઠનો ઘા કદીયે ન થાય.

ત્રણ: એકની સ્હામે એકથી જ લ્હડાય.

ચાર: શરણાગતને ન હણાય.

પાંચ: નિઃશસ્ત્રની સ્હામે શસ્ત્રધારીનાં શસ્ત્રો
હાથની આંગળીથી યે અનુપદ્રવી હોય.

**ભરત:** ને એક મ્હારો સંયમાદેશ છે,
પાળો છો તેમ જ પાળતા રહેજો.
મૂલકમૂલકમાં વિચરો ત્ય્હાં ત્ય્હાં
રાજલક્ષ્મીને અડચે હાથ દાઝશે,
પ્રજાલક્ષ્મીને અડચે હાથ કાપીશ.

આજ નહીં તો આવતી કાલે
સર્વ દેશ આર્યદેશ થશે,
સર્વ લક્ષ્મી આર્યલક્ષ્મી થશે.
પરભોમની વાડીઓ વેડવી,
આર્યોનું એ પુણ્યકર્મ નથી.
કરમાવશો એટલાં પછી કરમાશો.
જૂઓ આ આર્યધ્વજ !
એ આર્યધ્વજને આગળ ધરજો,
લઇ જાઓ છો ત્હેવો
નિષ્કલંક પાછો લાવજો.
ચન્દ્રને યે કલંક છે,
મ્હારા જયધ્વજને કલંક નથી.
આપજો, આર્યત્વ સહુને આપજો,
પૃથ્વીના પ્રાન્તેપ્રાન્તે સ્થાપજો.
ત્હમને સોંપી છે, સેનાનીઓ !
આર્યત્વના સનાતન યશની રક્ષા.
દિશદિશમાં વિચરશે આ રાજઅશ્વ.
મ્હારો નથી, પુરુવંશનો નથી,
બ્રહ્માવર્તનો યે નથી એ અશ્વ:
એ અશ્વરાજ રાજસૂય યજ્ઞનો છે.
આર્યાવર્તની એ યશોમૂર્તિ છે.
પૂજું છું તેમ પૂજજો,
ને પૂજ્ય રાખજો સદા યે.

**પુરોહિત:** યવનિ ! લાવો અશ્વપૂજાનો થાળ.
( યવની અશ્વપૂજાનો થાળ લાવે છે. )

આર્યકીર્તિની લહરો શો અશ્વરાજ
દિશદિશમાં વિચરશે:
સૂર્યનાં કિરણ સમો,
અનિલની ઉર્મિઓ સમો,
જલનાં ફોરાં સમોવડો.
મેઘવર્ષા નહીં હોય
ત્હાં આર્યત્વવર્ષા નહીં હોય.
કલ્યાણકારી થાવ એની જગત્‌યાત્રા.
પુરુવંશના પુણ્યપરાક્રમો સમો
આ અશ્વરાજ ઉછળશે બધે,
પુરુવંશની પુણ્યભાવનાઓ સમો
આ રણધ્વજ લહરશે સદા.
આરોપો વિજયમાળ, રાજેન્દ્ર!
પૃથ્વીપ્રદક્ષિણા કરીને પધારશે.

(અશ્વને ભરતદેવ તિલક કરે છે, અક્ષતે વધાવે છે, જયમાળ આરોપે છે, અભિવન્દે છે. સકલ રાજસમાજ જયવન્દના કરે છે.)

**ભરત:** જયધ્વજ! પહેલાં મધ્યદેશમાં જજો;
પછી દિશાઓની ગુફાગુફામાં સંચરજો.
અબ્રહ્મણત્વ ને અનાર્યત્વ હોય
સુભટપતિ! ત્હાં ત્હાં જઈને જીતજો.
આ મેઘપડછન્દ મહેલમાં
ઘેરો મેઘપડછન્દો પડે છે,
એવો પાડજો આર્યત્વનો પડઘો
પૃથ્વીના રાજમહેલો ભરી ભરીને.

( મહાસૈન્યને સમ્બોધીને )

અનાર્યજુષ્ઠ અસ્વર્ગ્ય અકીર્તિકર
કાંઇ યે એવું મા કરતા:
પાપનો પડછાયો યે મા ઝીલતા.
જાઓ ને જીતો, મ્હારા મહાઘોષ !

સુભટપતિ: વિન્ધ્યાટવિનાં મહાવનની
ઘેરી ઊંડી ભૂલભૂલામણીઓ
ઓળંગવાની આજ્ઞા છે ? મહારાજ !
નર્મદાને દક્ષિણ તીરે ઉતરી–

ભરત: મન્ત્રીશ્વર ! સુભટપતિ ! શૂરવીરો !
સાંભળો પુરુવારસનું આ રાજવ્રત.
ભરતરાજનો છે આ પ્રથમ અશ્વમેધ.
માલિનીતીરે પિતામહ કણ્વદેવના તપોવનમાં
રાજમાતા શકુન્તલાની ચરણવન્દના કરી
પછી ભરતરાજ ચ્હડશે
મહાયુદ્ધની પૂર્ણાહૂતિએ.
ત્ય્હાં તપોવનમાં તપસ્વીઓને
પૂછીશ આર્યજનનો એ મહાપ્રશ્ન.
મ્હારે તો સીમાઓ નિ:સીમ કરવી છે,
મ્હારે તો મહીપાળ બિરદને બહલાવી
મહાવિસ્તારી મહીતલને પાળવું છે.
વૃદ્ધનાં અનુભવ ને ડહાપણ,
યૌવનનાં સાહસ ને ઉત્સાહ:
એ અશ્વચતુષ્ઠયને રાજરથે

ભરતને તો ઘૂમવાનું છે
આ **जगत्यां जगत्**માં.
રાજપિતાના અમાત્યવર છો,
પિતાસ્થાને પૂજ્ય છો, મન્ત્રીશ્વર !
મ્હારાં જતન કીધાં છે
એમ મહારાજ્યને જાળવજો
એટલું કહેવું યે અપમાનવા જેવું છે.
જયઈશ હિમાદ્રિના તટપ્રદેશમાં—

**પુરોહિત:** **जयतु वसुधामप्रतिरथ** :

**અમાત્ય:** મહારાજ ! પૌરજનોને પ્રીછજો,
બ્રહ્માવર્તને વિસારશો મા.

**ભરત:** સુભટપતિ ! આર્યસેનાને મોખરે
સ્થાપજો સદા ઋત્વિજરાજોને.
ભરતરાજનો નહીં,
પણ મંડાયો છે આ તો આજે
આર્યત્વના દિગ્વિજયનો મહોત્સવ.
જયધ્વજ ! આ સર્વજેતા પુરુધ્વજ
સોંપું છું એથી અધિકો પાછો સોંપજો.
સિધાવો, પૃથ્વી જીતી પધારજો.

( સુભટપતિને રણધ્વજ સોંપે છે. મોખરે ઉદ્‌ગાતા ઋત્વિજરાજો, પછી પુરુધ્વજધારી સુભટપતિ, ને પાછળ મહારથીઓથી ઘેરાયેલો થનગનતો અશ્વરાજ: એમ આર્યસેના દિગ્વિજય કાજે સંચરે છે. અનેક મહારથીઓએ **शंखान् दध्मौ पृथक् पृथक्**. ત્હેમનો તુમુલ ધ્વનિ આભને વિદારતો આકાશની યે પેલી પાર વિચરે છે. )

**યવની:** સન્ધ્યા કાજે દેવગૃહનો માર્ગ
તો, મહારાજ ! આ છે.

**ભરત:** મન્ત્રગૃહે, મન્ત્રીશ્વર !
પધારશોને એ ઘડીયેક પછી ?

**અમાત્ય:** આવું છું, મહારાજ ! છાયા પેઠે.

**ભરત:** નહીં–નહીં, મન્ત્રીશ્વર !
સુહૃદ ને સન્મિત્ર સમા,
દીર્ઘદ્રષ્ટા ને હિતૈષી સમા પધારજો.
મન્ત્રીશ્વર તો, આર્યપિશુન !
મહારાજ્યનું બીજું મસ્તક છે.
( ભરતદેવ જાય છે. )

**અમાત્ય:** ( પુરોહિતને )
દુષ્યન્ત મહારાજ મહાનુભાવ હતા.
પણ ભરતદેવ તો ભરતદેવ છે:
પૃથ્વી ને નૃલોકના ભર્તા—

**પુરોહિત:** કાં વિસ્મરો છો ! મન્ત્રીશ્વર !
**भरत इति लोकस्य भरणात्.**

( આઘેથી ગાજતો આર્યસેનાનો શંખનાદ એ મહા-
વચનને વધાવી લે છે. )

---

## પ્રવેશ બીજો:

### ગન્ધવતીના સરિતકુંડ

( ગન્ધવતીના વિશાલ સરિતકુંડને ઉપકંઠે વૃક્ષમાલા ઝૂકી રહી છે, ને એ વૃક્ષમાલાની અટારીઓમાં થઇ આઘેથી ક્‌હાંક ક્‌હાંક મહાકાલેશ્વરનું મન્દિર ડોકિયાં કરે છે. જલમાં એક પાસ કમલવેલો પથરાયેલી છે, વચ્ચે વચ્ચે જલમાર્ગ છે, ને કમલો ઉપર ભમરા ગુંજારવ કરે છે. સન્ધ્યાની સન્ધિકા ખીલી રહી છે, ત્‍હાં માથે પલ્લવમાલાઓ ધારેલી, પુષ્પોનાં આભૂષણોથી વિભૂષિત, બાણુચાપથી સજ્જ અવન્તીનાથની રાજકુમારિકા વસુન્ધરા ને સહિયરો આગળ પાછળ દોડતાં આવે છે. )

**ચન્દ્રિકા:** ( મોખરે દોડતી વસુન્ધરાને હસતાં હસતાં, )
રાજકુમારિકાઓ આમ દોડતી હશે ?

**માલતી:** વાટ જોઇ ઉભા નથી કોઇ
કે દોડયે વ્‍હેલા દર્શન દેશે.
પ્રારબ્ધ ઉઘડશે ત્‍હારે પામીશ.

**વસુન્ધરા:** હારો ત્‍હારે અવળાં બોલો છો.
તો શરત શે કીધા હતી!
દોડવાની ત્‍હારે ?

**માલતી:** એ તો સન્ધ્યાકાલ પડી ગઇ
ને લડસડતે હંસપગલે
ત્હમે તો ધરતીને માપી માપી
ચાલતાં હતાં, માટે.
મોડું તો થયું છે,
ત્હારા જીવનમાં ને અત્યારે ય તે.

**ચન્દ્રિકા:** ને હજી જલક્રીડા તો બાકી છે.

**માલતી:** ને વસુન્ધરા ! આ શરચાપનો
જલમાં ભાર લાગશે તો ?

**વસુન્ધરા:** કાલે તો ત્હને ત્ય્હારે
ત્હારા યૌવનનો યે ભાર લાગશે.

**માલતી:** કાલે શા માટે ? વસુન્ધરા !
ત્હને તો આજે યે લાગે છે
ત્હારા યૌવનનો ભાર.
તે વિના લડસડતી ચાલતી હતી ?

**વસુન્ધરા:** ત્હમને તો એકૂકે ય ન પાલવે:
ધીરૂં યે ન પાલવે,
ઉતાવળું યે ન પાલવે:
ભારે ન પાલવે, હળવું ન પાલવે:
તો પાલવશે શું ? ભાખશો ?

**માલતી:** કહું ? જીરવાશ કે ?

**ચન્દ્રિકા:** એ તો અન્તરમાં રાજી થશે
ને જીભે ચ્હીડાશે.
રસરમનારાંઓની ટેવો હોય છે ને એવી ?

**માલતી**: એણે તો સાંભળ્યો છે
યૌવનનો ટહુકાર,
તે દોડતી આવીને અહીં ઉભી.

**વસુન્ધરા**: અને ત્હમારા યૌવનના તો
સઘળા ઢોંગ હશે ત્ય્હારે ?
કે ત્હમને યૌવન બોલાવતાં જ નથી ?

**સખીઓ**: સાંભળો ને સ્હમજો, સહિયર !
આવ્યાં હવે રસનાં સોણલાં ત્હમને.

યૌવન બોલાવે આ વાર:
સુણજો ઉરના એ ટહુકાર:
સખિ ! સૌભાગ્ય તણા સત્કાર:
યૌવન બોલાવે આ વાર.

પવન તણી લહરી–લહરીમાં ઉઠતા એ ઉચ્ચાર:
દિશદિશ કંઇ કંઇ કહેણ કહાવે;
અણબોલ્યા આમન્ત્રણ આવે;

રસની ઝાંઝરીના ઝણકાર
ભણે જો ! ભવના જયજયકાર:
યૌવન બોલાવે આ વાર.

**વસુન્ધરા**: સહુને ય બોલાવે છે
તે મ્હને ય આમન્ત્રે છે.
ત્હમને નહીં આવ્યાં હોય
યૌવનનાં એ આમન્ત્રણ !

( મ્હોં મચકોડી જલમાં પ્રવેશે છે. )

માલતી: આ તો મ્હાત કરે છે, બા !
ડગલે ને પગલે.—
એ–એ ! બાણુચાપ બીંજાશે,
એ બાણુચાપથી તો, વસુન્ધરા !
સાર્વભૌમને હરાવવા છે ને ?

વસુન્ધરા: હા સ્તો વળી, બે:
ચક્રવર્તી યે માણસ છે ને ?

માલતી: પૌરવનગરીનાં દળ ચ્હડયાં છે:
અવન્તીને, અવન્તીનાથને,
ને અવન્તીનાથની રાજકુમારિકાને.
જીતવાને કાજે, વસુન્ધરા !
એટલે વ્હેલાં આવ્યાં આજે
બાણુચાપ ધારી પૌરવદળને હરાવવા.

ચન્દ્રિકા: ને કોઇ આગળ દોડયાં
કે ચક્રવર્તીનાં દર્શન થાય.

(વસુન્ધરા અનુત્તર સાંભળે છે, ને કમળો ઉઘાડી ઉઘાડી કેટલાક મંદીથી પૂરાયેલા ભમરાને ઉડાડી મૂકે છે.)

વસુન્ધરા: (સ્વગત)
કોને નિરખવા આવું ?
કીર્તિના જયધ્વજ સરિખડા
સકલ આર્યાવર્તમાં સંચરતા
યશકિરીટી ભરતદેવ તો
અવન્તીના અરિ થઇ આવ્યા છે.

આશાની અમરવેલ ઉચ્છેદાઇ જશે ?
ને પ્રફુલ્લેલાં ફૂલડાં ખરી પડશે ?
દિલ દોડે છે એમનાં દર્શને,
પણ વાગે છે સંસારની ઠોકરો.

**માલતી:** ( કંઇક સાંભળી જઇને )
દિલ તો દિશાઓમાં દોડી દોડી
ક્યહારનું યે દર્શન કરે છે.
આંખોનાં પોપચાં તો જો !
પડે, ને ઉપડે, ને ફરફરે:
જાણે કમલની પાંખડીઓ ફરકી.

**ચન્દ્રિકા:** આંખો જૂવે છે આભમાં
એ ચક્રવર્તીનાં સ્વપ્નાં,
ને મદનચાપની પણછ ગૂંથવા
પોતે વીણે છે ભમરા.

**માલતી:** અલી વસુન્ધરે ! ચક્રવર્તીને યે
બધાં બાણ વાગતાં હશે કે !

( અનુત્તર વસુન્ધરા કમલ ખોલી ખોલી મંહીથી ભમરા જ ઉડાડે છે. )

**ચન્દ્રિકા:** કવચધારીને તો ન વાગે:
મુગટધારી તો ગુણ ગંભીર હોય ને ?
આપણા શા આળપંપાળી
કે ઓછા જ તોફાની હોય છે એ ?

( વસુન્ધરા સહિયરોને પાણીની છાલકો મારે છે, ને અંગુલિનિર્દેશથી શિરછાયું આભ દાખવે છે. તે ન સ્હમઝતી

કે ન નિરખતી સહિયરો સ્હામી જલછાલકો ઉછાળે છે. ઉજ્જયિનીની ફરતું આકાશમાં એક વિમાન ઉડતું હતું તે ગન્ધવતીને સેંથે ઘડી થંભ્યું હતું. તે વિમાન પછી ઉત્તર ભણી ઉડી ગયું. એ અદૃશ્ય થયે )

**વસુન્ધરા:** કાંઇક લાજો હવે જરા.
જલમાંના પડછાયા યે નહી જૂવો ?
આંખો મીંચીને સંચરશો સંસારમાં ?
ચક્રવર્તીનાં સ્વપ્નાં ન્હોતી જોતી,
ચક્રવર્તીનાં વિમાન નિરખતી હતી.
ત્હમારા બોલ એ ઝીલતા હતા,
ત્હમારી જલક્રીડા એ નિહાળતા હતા.

**માલતી:** અમારી કે ત્હારી જલક્રીડા ? વસુન્ધરા !

( આછી લજ્જાની ઝીણી છાયાઓઢણી ઓઢી, ઉગતું-આછેરું સ્મિત વદને પાથરતી વસુન્ધરા ઉંચે કંઠે જલપગથાર ઉપરનું અન્તરિક્ષ નિહાળી રહે છે. )

**ચન્દ્રિકા:** પૂછું ત્ય્હારે ? સાચ્ચું બોલીશ ?

**વસુન્ધરા:** રસની રમતોમાં સાચ્ચું
ત્હમે બોલો છો એટલું બોલીશ.

**ચન્દ્રિકા:** તો ભરતદેવને કેમ વાંચ્છે છે તું ?

**વસુન્ધરા:** આંખો ઉઘડે તેટલી ઉઘાડો,
ભરતદેવનાં રૂપ જૂવો, ગુણ જૂવો,
પછી ઉત્તર ન મળે તો મ્હને પૂછજો.

અં. ૧, પ્ર. ૨, પા. ૨૬

**માલતી:** જુઠ્ઠી, નરાતાર જુઠ્ઠી.
રૂપાળા ને ગુણાળા
ક્ય્હાં ઓછા છે અવનીપડમાં?

**ચન્દ્રિકા:** વસુન્ધરા! સાચ્ચું નહીં જ કહે ને? બા!

**વસુન્ધરા:** દિશદિશમાં કાન માંડો,
દિશદિશમાંથી ભરતદેવનાં કીર્તિગીત
લઇ લઇ અનિલરાજ આવે છે.
સુણ્યાં છે એ યશોગાન
એ જગત્‌યશસ્વીનાં?

**માલતી:** જુઠ્ઠી સહિયર જૂઠ્ઠડાં શાં ભાખે!
જગત્‌કીર્તિતે ક્ય્હાં કોક જ છે!

**ચન્દ્રિકા:** ત્હારે સાચ્ચું કહેવું નથી,
અમારે સાચ્ચું સાંભળવું સરજ્યું નથી.

**વસુન્ધરા:** સાચ્ચે સાચ્ચું કહું? માનશો?
ઘણી વેળા જગત્
સાચ્ચાંને જ નથી માનતું.
ભરતદેવ છે પ્રેમદેવના કુમાર:
દુષ્યન્ત મહારાજ ને દેવી શકુન્તલાના.
એમનો દેહ છે પ્રેમનો સરજેલો.
એમની આંખોમાં પ્રેમ થનગને છે,
એમને વદનચન્દ્રે પ્રેમ હાસે છે,
એમના અંગોઅંગને હિન્ડોલે
પ્રેમ હીંચકા ખાય છે.
પુરુષ માત્ર પૃથ્વીના ઘડયા છે,
ભરતદેવ એક પ્રેમના ઘડયા છે.

નથી એ અનુપમ ને અદ્વિતીય ?
જગત્‌ભરમાં એક જ ને અનોખા ?
પ્રેમદેવના કુમાર ભરતદેવ તો
સાક્ષાત્ પ્રેમમૂર્તિ છે પૃથ્વી ઉપર.

**ચન્દ્રિકા:** હવે તો વધી બાઇ ! તું;
પ્રેમદેવના કુમારને તું વરીશ.

**માલતી:** ત્હારાં તો સ્વપ્નાં યે સાચાં પડે:
ભરતદેવ બ્રહ્માવર્તથી પધારે
ત્હારે દર્શને.

**વસુન્ધરા:** સૌનાં યે સ્વપ્નાં સાચાં પડજો.
સાંભળ એ સ્વપ્નાંઓનું ગીત.

સહિયર ! ઝીલજો રે સલૂણાં જીવનવનનાં સ્વપ્નાં

પૃથ્વીના છેડાઓ જ્યંહી વિરમતા,
આભના પડદાઓ જ્યંહી લટકતા;
અદપડિયાળી આંખડી શાં ઉઘડતાં
જીવન કેરાં સ્વપ્ન ત્યંહી ઝબકતાં:
જલ મંહીની છાંયડી શાં છળી જતાં,
દેખાઇ-દેખાઇને ઉડી જતાં:

ઝબકતી વીજ શાં રે, જગતમાં ઝબકે ને ઉડી જાય:
જઉં હું ઝાલવા રે, કિરણ શાં ઝાલ્યાં એ ન ઝલાય:
કહેને શાં હશે રે એ અદ્‌ભુત વિધિચિત્રો
મુજ તપનાં ?
સહિયર ! ઝીલજો રે સલૂણાં જીવનવનનાં સ્વપ્નાં.

( ગીત પૂરૂં થયે પરસ્પરને જલછાલકો છાંટતી સહિયરો જલકેલિમાં મચે છે. ગન્ધવતીના ઉપકંઠની અન્ધારી ઝાડીઓ-માંથી આઠેક દસ્યુઓ જલતીરે ઉતરે છે. )

**૧ લો દસ્યુ:** ચક્રવર્તીની સેના તો ઓળંગી આવ્યા.

**૨ જો દસ્યુ:** અવન્તીમાં, સાંભળ્યું છે, પદ્મણી છે:
ગંગાદ્વારના નરમેધને લાયક.

**૧ લો દસ્યુ:** અઘોરનાથ ! આ પાણીમાં
ક્યાં પોયણાં ખેલે છે ?

**અઘોરનાથ:** એજ જોઉં છું ક્યહારનો.

( ઉંડી આંખે ઘડીક નિહાળી રહી, ઉત્સાહમાં આવીને )
એ જ અવન્તીનાથની રાજકન્યા,
એ જ પૃથ્વી શોભાવતી પદ્મણી:
આપણા નરમેધની વેદીએ
ગંગાદ્વારે વધાવવાનો એ બલિ.

**૩ જો દસ્યુ:** શિકાર સ્હામો આવ્યો,
ને થાક ઓછો કીધો આપણો.
શો રૂપરૂપનો છે અંબાર !

**૧ લો દસ્યુ:** કેવું જાણે સૂરજમુખી ફૂલ
આથમણું નિહાળી રહ્યું છે !

**૨ જો દસ્યુ:** આંગળીઓમાંથી તો જાણે
ફૂવારાની જલધારાઓ ઉડે છે !

**અઘોરનાથ:** એ જ અવન્તીનાથની પદ્મણી.
આપણે રૂપ નથી જોઇતું,
ગંગા મૈયાને ગુણ જોઇએ છીએ.
ગંગા સાગરમાં નથી ભળતી,
અવળી વહે છે, છલકાય છે,
ગામ ફરતી જાળ માંડે છે,

સંઘના બાલકોને–માલને લઇ જાય છે.
મા નરમેધ માગે છે.
ગંગાદ્વારે નરમેધ યજ્ઞમાં તો
સર્વગુણવડી પદ્મણી જ જોઇએ.

( ચાર દસ્યુઓ પાણીમાં પ્રવેશે છે, ચાર કાંઠે રહે છે. અઘોરનાથ આડફાંટો ઉતરે છે. )

**વસુન્ધરા:** કરડયો હો, કરડયો, માલતી !
છૂટો કર્યો ત્હો ગે કરડયો.

**માલતી:** લે, લેતી જાને હવે;
છોડવજે કાળા ભમરાઓને.

**ચન્દ્રિકા:** અવગુણિયા તો એવા હોય:
છોડવનારને જ કરડે.

**વસુન્ધરા:** કરડે–કરડે ત્હો ગે
છોડવવા તો જોઇએ જ ને ?

**માલતી:** પણ આ જલસંચાર શેનો ?

( સહુ કાન માંડે છે, પાછળ જૂવે છે ને દસ્યુઓને નિજ ભણી આવતા નિહાળે છે. )

**માલતી:** પૌરવ ગોધ હરણ કરવા આવે છે ?

**વસુન્ધરા:** હો તે હો: દુશ્મનના દેદાર છે:
સાવધાન ! ચાપ પર બાણ માંડો.

( સહિયરો સાવધાન થઇ ધનુષ્યબાણ સજે છે. બે એક સહિયરો ઉજ્જયિની ભણી ખબર પહોચાડવા દોડી જાય છે.)

**ચન્દ્રિકા:** કોણ છે એ ? દસ્યુઓ ?

મહાકાળેશ્વરજીની છાયામાં યે
ક્રીડતી કુમારિકાઓને પજવશો ?

**અઘોરનાથ**: અમે છીએ ગંગાદ્વારના દસ્યુઓ.
આ તો વ્હેળિયું છે,
મ્હીં પૂરતાં પાણી યે નથી.
ગંગાદ્વારના મહાજલપગથારમાં
જલક્રીડા ત્હમને કરાવીશું.

**માલતી**: લે, તું તો લેતો જા.

(માલતી બાણ મારે છે. અઘોરનાથ એ આવતાં બાણુને હાથથી ઝાલી લે છે.)

**અઘોરનાથ**: એ તો આંબાનું પાંદડું અમારે.
(જલમાં આગળ આવે છે.)
એવી ફૂલધારાઓ મા વરસાવશો,
દસ્યુઓને નહીં વાગે એ.

**વસુન્ધરા**: લે ત્હારે મહાકાળેશ્વરનું મૂર્છાસ્ત્ર.

(અઘોરનાથ મૂર્છા ખાઇ પાણીમાં પડે છે, ને બે દસ્યુઓ કરડાળીઓમાં જલનીતરતા અઘોરને ઉપાડી ભાગી જાય છે. માલતીને એક દસ્યુએ તેડી લીધી હોય છે, સહુને ન્હાસતા નિહાળી માલતીને જલમાં પડતી મૂકી તે ન્હાસી જાય છે. એક દસ્યુ કમળ વેલોમાં ઘૂંચવાઇ જલમાં પડે છે, ને બીજો કાંઠે ચ્હડતાં ઠોકરાઇ જલતીરે પડે છે. અન્ધકારમૂર્તિઓ સમોવડા દસ્યુઓ અન્ધકારમાં અદૃશ્ય થાય છે, વિજેતા કુમારિકાઓ હર્ષભેર ધનુષ્યટંકાર કરે છે.)

---

## પ્રવેશ ત્રીજો:

### યુદ્ધસભા ને વ્યૂહમન્ત્રણા

(દિવસની સંગ્રામખેલનાથી પરવારેલા આર્ય યોધરાજોની યુદ્ધસભા સુભટપતિને શિબિરે વ્યૂહમન્ત્રણાને કાજે રાત્રીએ મળી છે. ધનુષ્યાસને સુભટપતિ વિરાજેલ છે અને જરામાં ફરતું ચક્ર ધારેલ છે. એક બાજુ ગદાઓનો ઢગ અને બીજી બાજુ શરભાથાંઓનો ગંજ ખડકેલાં છે. શિબિરને ફરતાં ધનુષ્યનાં તોરણ છે.

(રાત્રીનો શયનડંકો વાગે છે.)

**ઋત્વિજરાજ:** સેનાનીઓનો શયનડંકો વાગે
ત્હારે સુભટપતિના જાગરણ મંડાય.

**या निशा सर्व भूतानां**
**तस्यां जागर्ति संयमी**

**સુભટપતિ:** યોગીરાજ ને સેનાધીશ
એટલા સમાનધર્મી.
(યુધ્ધસભાને)
યોધરાજો! મહાકાળેશ્વરને આરે હવેથી
સૈન્યઅશ્વો પાણી પીવા ન જાય.
પનિહારીઓનો એ પાણીઘાટ છે.

**યોદ્ધરાજ:** સાધુ વચન, સુભટપતિ !
ઉજ્જયિનીની પૌરાંગનાઓ
પુરનાં રસસીંચન ત્ય્હાં સંગ્રહે છે.

**મહારથી:** અવન્તીનાથે અશ્વરાજને બાંધ્યો
ત્ય્હારથી અંહી મોરચા માંડયા
એ ઠીક નથી કીધું આપણે.

**સુભટપતિ:** ત્ય્હારે ?

**મહારથી:** આપણે શિપ્રાનાં પાણી પીએ,
ને અવન્તીસેના સજ્જ થાય:
વેળાનો એ સદુપયોગ નથી વારનો.

**વજ્રધન્વા:** પ્રસંગના પાસા પડવા જ જોઇએ.

**સુભટપતિ:** અસજ્જ શત્રુને વિદારવા,
આર્યોને એ ઘટે ?
અવન્તીનાથે શકટવ્યૂહ આદર્યો છે.

**મહારથી:** સ્હામે અર્ધચન્દ્ર વ્યૂહ માંડી
ચન્દ્રશૃંગો વચ્ચે શકટને ઘેરવું કાલે.

**ઋત્વિજરાજ:** પૌરવપુરનો નિત્યદૂત કહે છે કે
પૌરવદેવ હિમાદ્રિમાળામાં પધાર્યા છે.

**સુભટપતિ:** ત્ય્હારે તો ધાર્યાથી વ્હેલા
પધારશે અંહી પૃથ્વીપાલ.

**વજ્રધન્વા:** પૌરવપતિનાં પધારતાં પહેલાં
અવન્તીના દુર્ગ પડવા જોઇએ.

**ઋત્વિજરાજ:** અવન્તીનાથ આજાનબાહુ વિરંચીદેવે
ઘાસનો પૂળો નથી કંઇ;
પૌરવકેસરી સ્હામે નૃપશાર્દૂલ છે.

**સુભટપતિ:** આવતાં બાણ ઝીલે ને ચીરે,
શૂરવીરોને એવાથી યુદ્ધ શોભે.

(એક ધનુર્ધર પ્રવેશીને)

**ધનુર્ધર:** મહારાજ ! સિન્ધુ દેશથી દૂત આવ્યો છે,
ક્ષેમસન્દેશ લાવ્યો છે.

**સુભટપતિ:** આર્યકુલનું સદા ક્ષેમ જ છે.
પાઠવો અંહી યોદ્ધસભામાં.

(ધનુર્ધર જાય છે. પળેક પછી સંકેલેલી ધજાવાળો સિન્ધુ દેશનો દૂત પ્રવેશે છે.)

**દૂત:** યોધરાજોનો જય હો !

**સુભટપતિ:** યોધરાજ ! સુરાષ્ટ્ર શું કરે છે ?
સિન્ધુ દેશની કથા પછી કહો.

**દૂત:** સોમનાથના યાત્રીસંઘને શાન્તિ છે,
સુરાષ્ટ્ર સંમત છે પૌરવનાથની તીર્થરક્ષાને.

**મહારથી:** સુરાષ્ટ્ર તીર્થરક્ષાથી અળગું નથી.
ઓષધીઓનો નાથ લોકપાલ સોમદેવ
સાગરતીરે ત્હાં વિરાજે છે.

**વજ્રધન્વા:** સોમતીર્થને સાગરની પાળ બાંધી છે;
પૃથ્વી ત્હાં પાણીમાં સમાય છે.

**સુભટપતિ:** ભરતદેવનો પ્રથમ અશ્વમેધ યજ્ઞ
એટલે આર્યો કાજે આર્યાવર્તમની તીર્થરક્ષા.
ધર્મરાજવીને ધર્મપાલના શિવાય

અં. ૧, પ્ર. ૩, પા. ૩૪

અન્ય ઉદ્દેશ નથી અશ્વયજ્ઞનો.

**દૂત:** સિન્ધુનદનાં મહાજલની પેઠે
સિન્ધુ દેશ હજી ઉછળે છે,
ભરતી ઉભરાય છે.

**ઋત્વિજરાજ:** જટાધારી જોગેશ્વર
ત્ય્હાં તો સૈન્યનાયક છે ને ?
-કાર્તિક સ્વામીની વ્યૂહરચનાઓના પક્ષપાતી ?

**દૂત:** હા. જોગેશ્વરની શૃંગાળી જટાથી
સિન્ધુલોકને ભયકમ્પ છૂટે છે.
સેનાનીઓને માથે યે
જટાશૃંગ માંડયાં છે જોગેશ્વરે.

**સુભટપતિ:** જોગેશ્વર જીતશે સિન્ધુનાં જલને.

**ઋત્વિજરાજ:** ગાન્ધાર જીત્યો, સપ્તસિન્ધુ જીત્યો;
અમરનાથની યાત્રા કીધી,
હરદ્વારનાં હિમાલયદ્વાર ખોલ્યાં:
ગંગોત્રી-જન્મોત્રી નિર્ભય કીધાં:
સુરાષ્ટ્રનાં સોમતીર્થની શાન્તિકથા છે:
બ્રહ્મપુત્રાના જલકોટના કાંગરા જીત્યા.
દક્ષિણે વિન્ધ્યાટવિનાં મહાવન ભેદી
રેવાના રમણીય જલપ્રવાહમાં
મહારથીઓના રથના અશ્વરાજો
પાણી પીશે, ને થાક ઉતારશે.
કાળિયાર વિચરે છે તે

સકલ આર્યદેશના આર્યનૃપાલ
યશસ્વામી ભરતદેવ થયા:
શિવાય સિન્ધુદેશ ને અવન્તીદેશ.
સામગાતા ! ગાશો
ભરતકુલનું એ મહાગાન ?

સામગાતા: માલિનીતીરથી ઋષિબાલકો આવ્યા છે,
ને ભરતકુલનું મહાગાન લાવ્યા છે.
ગોધ્રરાજોની આજ્ઞા હોય તો ગાય.

સુભટપતિ: આર્યાવર્તની મહાકથાના યશોગાનથી
અધિક પ્રિય તો શું હોય આર્યસેનાનીઓને ?

સામગાતા ને ચાર ઋષિબાલકો: કોણ નહીં ગાશે તુજ ગુણગાથા ? ભરતભૂમિ !
ધન્ય જેહ ભણશે તુજ કીર્તિકથા, ભરતભૂમિ!
અવતારો કેરી પરમ જનની, અહો ભરતભૂમિ!
કોણ નહીં ગાશે તુજ ગુણગાથા ? ભરતભૂમિ!
પ્રાચીનો મંહી તું પ્રાચીન,
નવીનો મંહી તું નવીન;
યુગયુગથી સદાની યે સજીવન, હો ભરતભૂમિ !

ગાઓ–ગાઓ ગુણપૂજક ગરવાં નરનાર હો !
ગાઓ એહ અમ્મરનું અમર યશોગાન હો !
બ્રહ્મચારી ! સંન્યાસી ! ગૃહસ્થી ! વાનપ્રસ્થી !
ફરી વળી એક વેળ એહ યશોગાન હો !
વિશ્વ નિરખે, મહાકાલ હારે, અમરસંઘ કુતૂહલ કરે.
સાગર ! સનાતન શબ્દે,
માનવકુલ ! મન્ત્રોચ્ચારે,

અં. ૧, પ્ર. ૩, પા. ૩૬

ગિરિગહ્વર ! ઘોર ધ્વનિથી ગાઓ;

ગાઓ એ અનસ્તનું ધ્રુવતાન કીર્તિગાન હો !

ઋષિપુત્રો ! ક્ષત્રિયકુલ ! વૈશ્યવંશજ ! શૂદ્રદેવો !

ગાઓ એ મહાકથા વિ.

(અવન્તીનાથનો એક દૂત પ્રવેશીને)

**દૂત:** વીરભૂષણ સુભટનાથ !
આ સારંગધનુષ્યને છેડે છે
અવન્તીનાથનો રાજઉત્તર.

**વજ્રધન્વા:** (ઉત્તરપત્રિકા છોડતાં છોડતાં)
શુભના શુકન છે એ.
સારંગખૂંદી પૃથ્વી પૌરવોને મળશે.

(ઉત્તર વાંચે છે.)

' અવન્તીનાથના બાણના શપથ.

અવન્તીનાં બાણચાપ
તીણાં ને તીખાં છે;

ચક્રવરોના મહાચક્ર ફરતી
વીજળી ઉડે છે, અડતાં દઝાડશે.

સંહાર થંભાવવા દ્વન્દ્વયુદ્ધ સ્વીકારશું.

ગંગાદ્વારના અન્ધારમુખા દસ્યુઓ પાછળ

અવન્તીકુમાર ચ્હડ્યા છે:
પાછા વળ્યે મુહૂર્ત માગજો. '

**ગોધ્રરાજ:** તીખાં બાણચાપ તો ભાળ્યાં.
એ સન્ધ્યાએ, યાદ છે ને ?

અશ્વ નચાવતા અલબેલા અવન્તીગોધનો
ચક્ર છોડી કિરીટચ્છેદ કીધો હતો તે ?

શિપ્રાને સ્હામે આરે
ફરીથી દીઠો હોય એ સુભટરાજને,
તો આ ધનુષ્ય ભાગી પડજો ભરરણમાં

**દૂત:** એક ફૂલ વસન્ત નથી,
તેમ એક યોધરાજ અવન્તી નથી.
મધ્યદેશનો તો મહિમા કેવો ?
પ્રજાદેહનું એ નાભિચક્ર છે,
રાજ્યચક્રની એ ચક્રનાભિ છે.
મહાકાલેશ્વરનું છત્ર છે
એને શિરે સદા.

**વજ્રચન્દ્રા:** દૂત ! ત્હારો દેહ પવિત્ર મનાય,
નહીં તો પ્રકાશત પૌરવપુત્રો.
પ્રજાદેહનું હૈયું તો છે પૌરવપુર.

**સુભટપતિ:** અવન્તીના યોધરાજોને અનાદરશો મા.
દૂત ! અવન્તીકુમારીના દસ્યુજયને માટે
અવન્તીનાથને જય અભિનન્દન દેજો
આર્યોની સમસ્ત યોધસભાની વતી.
કહેજો, અવન્તી અમારે યુદ્ધયોગ્ય છે.

**ઋત્વિજરાજ:** સેનાધીશ ! ગદાયુદ્ધ માગો તો ?

**મહારથી:** આયુધખેલનો અખાડો માંડો તો ?

**આર્ય સુભટો:** સંગ્રામખેલનો અખાડો માંડો,
યોધરંગની લીલા આદરો.

**સુભટપતિ:** દૂતદેવ ! અવન્તીનાથને કહેજો
આવતી પૂર્ણિમાની સ્હાંઝે

મહાવિશાલ હેમવર્ણા તાડવનમાં
યોધરમણાનો અખાડો મંડાશે:
અવન્તીના સુભટરાજોને
આમન્ત્રણ છે આર્ય યોધરાજોનું.

**દૂત:** આપો તે યુદ્ધનું આમન્ત્રણ
સ્વીકારવા મ્હને રાજઆજ્ઞા છે.
અવન્તીના યોધરાજ પધારશે,
જંગ માંડશે, ને જીતશે.

(અવન્તીનાથનો દૂત જાય છે.)

**સુભટપતિ:** શો હતો એનો યે મધ્યાહ્ન !
એના આગલ્યા યુગમાં
સુભટોનો એ સૂર્ય હતો.

**મહારથી:** ( ઉઠતાં ઉઠતાં )
ત્‍હારે કાલે અર્ધચન્દ્ર વ્યૂહ ?

( યોધસભા સહુ ઉઠે છે. )

**વજ્રધન્વા:** શિપ્રાનો જલપ્રવાહ રોકાશે તો ?

**યોધરાજ:** તો મહાકાલેશ્વરજીને
બીજી જલાધારી ચ્હડશે.

**સુભટપતિ:** શિબિરે શિબિરે રણસન્દેશ કહેજો.

**સહુ સુભટો:** પૌરવદેવનો જય !

( મધ્યરાત્રીનો રણડંકો વાગે છે. જય પોકારતા યોધ્ધ રાજો નિજનિજને શિબિરે સિધાવે છે. )

---

## પ્રવેશ ચોથો:

### માલિનીતીરનું તપોવન

(સઘન વૃક્ષઘટાઓમાં થઇને માલિનીનું પુણ્યસ્રોત વહે છે. કુંજો મંહી હરણો રમતાં હોય છે. વૃક્ષડાળેથી વેલીઓ અને વલ્કલો લટકે છે. પાછળ આઘે હિમાદ્રિમાલાનાં આછાં શિખરો મેઘમાલા જેવાં ભાસે છે, ને યજ્ઞહુતાશનાં ધૂમ્રવાદળ ઉડતાં ઉંચે ચ્હડે છે ત્હેમાં ભળી જાય છે. શાન્તિ, પરમ શાન્તિ, હિમાલયની ખીણો માંહેની શાન્તિ, એ આશ્રમમનોહરતામાં પથરાયેલી છે.

ત્હાં એકવેણીબદ્ધ વલ્કલધારિણી શાન્તિની મૂર્તિ સમી તપસ્વિની શકુન્તલા કુંજઘટાઓમાંથી પધારે છે.)

**શકુન્તલા:** એક આશાપાશે બાંધી જીવું છું,
મ્હારા ભરતનો યુવરાજ જોઉં.
ને એક આ તપોવન સ્મરણો સ્મરાવે છે,
ઘડીએ ને પલકે, પગલે ને ડગલે,
એ સ્મરણોમાં જીવું છું.
અરેરે ! લાંબા આયુષ્ય
એટલે શું સ્નેહસૂનાં જીવન !
**शतं जीव शरदो वर्धमानः**

એ આશીર્વાદમન્ત્રનો અર્થ શો ત્ય્હારે ?

( કંઠ ડાળી પરોક હ્રદયમાં ઉતરી જાય છે. ઉત્કંઠ થઈ )

સંસારની પંખિણીઓ સરિખડી
સખીઓ યે ઉડી ગઇ.
પ્રેમનો કલાધર મોરલો,
સંસારવનમાં નાચી-નચાવી,
કલાઓ કરી, આથમ્યો.
જીવનનાં વિધવિધરંગી પુષ્પો
ખીલ્યાં, કરમાયાં, ને ખરી પડયાં.
આ સૂકાયેલી વનજ્યોત્સ્ના સમી
હું યે ઝોલાં ખાંઉ છું
અદૃષ્ટની અનિલલહરીઓમાં.

( વળી વિચારીને મન વાળે છે. )

તપોવનમાં જીવન આદર્યું
તે તપોવનમાં જ પૂરું કરવા.
આત્મન્! ત્હારે તો સદા યે
તપ જ તપવાનાં છે ત્રણે વયમાં.
તપોવનમાં ઉછરેલાંને બીજું શું હોય ?

( આસપાસ નિહાળીને )

મ્હારા પ્રેમની આ પુણ્યભૂમિ.
આંબાની આ રસઘટા નીચે,
વનજ્યોત્સ્નાને આ માંડવડે,
પ્રિયતમનાં પ્રથમ દર્શન કીધાં હતાં.

પૃથ્વી પુષ્પપાથરી હતી,
પૌરવપતિને વૃક્ષો પુષ્પવૃષ્ટિ કરતાં.
શો હતો ભવ્ય ને અલબેલડો
પુરુકુલપ્રદીપનો ત્ય્હારે મહાપ્રભાવ!
જાણે આત્મના યે થંભ.
સખીઓ અમે ફૂલછોડને જલ સીંચતી.
ઘટા પાછળથી સૌન્દર્યધન શા પધારી
આખી યે આંખડી ભરી ઉભા,
ને સલૂણી પ્રેમની પ્રતિમા
હૃદય ભરીને પાડી.

( માલિનીતીર ભણી નિહાળી નિશ્વાસ મૂકી વિચારતન્દ્રામાં ચાલવા માંડે છે. )

એ યે એક યુગ હતો.
આજે ભરતને કાજે જીવું છું.
આ તપોવન તો બીજો બ્રહ્મલોક છે.

( પગથીમાં ઉપસી આવેલા વૃક્ષમૂલની પદકમલને ઠોકર વાગે છે. )

હા ! આયુષ્યની પગથીમાં ચાલતાં ચાલતાં યે
ઘણી ઘણી ખાધી પ્રારબ્ધની ઠોકરો.

( આગળ ચાલતાં અમરવેલીની લટકતી સરમાં વલ્કલ ભરાય છે, એટલે ખચકીને )

કોનાં પુણ્યદર્શનને કાજે
આજે રોકે છે ? ઓ અમૃતવેલ !

અં. ૧, પ્ર. ૪, પા. ૪૨

નથી પૃથ્વીના પડ ઉપર હવે
એ પ્રિયતમનું પ્રેમમુખડું.

( કમલઆરે ઉભેલો માલિનીતીરનો નેતરવેચ્યો લતામંડપ નિહાળીને )

ધર્મારણ્યનાં પ્રાણીમાત્રની માતા માલિની !
ત્હારાં દર્શન તો સદા યે સતાવે છે.
એ જલમાંથી કમલપત્ર વીણ્યું હતું,
એ લતામંડપમાંથી જ પ્રીતમને
પ્રેમપત્રિકા લખી હતી ને ?

( હૃદયદેશે હાથેથી પંપાળતી પંપાળતી )

ઓ સ્મરણો ! શાન્ત થાવ,
હું તહમને ભૂલી નથી.
પણ ઉછળી ઉછળીને આવી,
રસભરી મેઘમાલા શાં પધારી,
અન્તર્વ્યોમ ભરી ભરીને,
શે પજવો છો મ્હને એકાકિનીને ?
મ્હારો સારસ ઉડી ગયો:
સંસારના સરોવરને તીર
એકલડી છે આ સારસી.
સ્મરણો ! સતાવો મા ઝાઝું.
ઉછળતા હૃદયોર્મિઓ ! શાન્ત થાવ.

સ્મરણો ! મા સતાવો, હું બ્હાવરી.

ઇન્દ્રરંગ આભે પૂર્યા, કુંકુમચન્દન ભાલે કર્યાં;
ફૂલફૂલે ચોક ભર્યા:

જોવાં ને રોવાં, એહ જોવાં ને રોવાં:
અલબેલડાના પ્રેમરંગે ન્હોવાં,
વિલાસરંગે સ્હોવાં;
કીકી–કીકીમાંથી ભ્રમર છૂટે,
ડંખે ને દાહ દે એ દિલને:
રોમ રોમ ફૂવારા ફૂટે,
ઝંખે ને શાપ દે અનિલને:
સ્મરણો ! મા સતાવો, હું બ્હાવરી.

( ઉભરો શમી ગયે સ્વસ્થ થઇને )

આ તપોવનને તીર તપ તપતી
ભરતદેવ ! ત્હારે કાજે જીવું છું હવે હો.

( પાછળ, આઘે, માલિનીને તીર ભરતદેવ પધારે છે. )

**ભરત:** આ જ એ તપોવન.
આ એ પુણ્યસ્રોત માલિનીનો આરો,
આ એ સુકુમાર હરિણોનાં યૂથ,
ને આ એ ધર્મચારિણોનું ધર્મારણ્ય.

( આશ્રમ ભણી ડગલાં ભરે છે. સ્હવારના આહ્નિકથી પરવારેલા કણ્વ ઋષિ ઉંચ્ચી ઘાસસળીઓમાંથી, વૃધ્ધ સિંહ સમોવડા, ઓચિન્તાના ઉઠી કુરુકુલતિલક ભરતદેવને સત્કારે છે. )

**કણ્વ:** મહારાજ દુષ્યન્ત રક્ષતા તપસ્વીઓને,
આજે પધાર્યા છો, રાજેન્દ્ર !
ધર્મારણ્યમાં ધર્મધેનુઓના પરિત્રાણાર્થે.
આયુષ્યમાન હો ! જગજ્જેતા હો !
આમ એકાકી કેમ ?

**ભરત:** આત્મવન્દન છે, પૂજ્ય વડિલ !
બાલકને શરમાવો કાં ?
તપોવનોનાં રક્ષણ તો
તપસ્વીઓનાં તપ છે.
ધર્મારણ્યમાં ધર્મમૂર્તિઓનાં દર્શને આવ્યો છું.
ગોધસાથ તપોવનની બહાર છે.

**શકુન્તલા:** (જનાન્તિકે)
સ્વસ્થ થયેલા હૃદયસરમાં
પાછો આ શો અણકલ્પ્યો સંચાર ?
ક્‌હાંના આવે છે એ અનિલ ?

( આસપાસ નિહાળે છે. ત્યાં સિંહનાદ સમોવડો ઋષિશબ્દ તપોવનમાં ગાજી ઉઠે છે.)

**કણ્વ:** અહો તપોવનવાસીઓ હો !
તપસ્વિની શકુન્તલાને કહો કે
ત્હેના પુરુકુલનું સૌભાગ્ય
ને મહારાજ દુષ્યન્તના બાલાવતાર
ભરતદેવ તપોવનમાં પધાર્યા છે.

( કણ્વ શબ્દોચ્ચારે તપોવન ગાજી ઉઠે છે, અને ઘટા ઘટામાંથી તપોવનવાસીઓ માલિનીની કુંજમાં ઉભરાય છે. ઋષિશબ્દે સચેત થઇને ને આઘે વૃક્ષઘટાઓમાંથી ભરતને આવતો નિહાળીને )

**શકુન્તલા:** (સ્વગત)
મ્હારી આંખની કીકી,
મ્હારા આયુષ્યનો આધાર,

આવ્યો–આવ્યો આજે
મ્હારો આશાનો મીઠો મહેરામણ.

( જડવત્ ઉભે છે. આશ્રમવાસીઓના પરિવાર સાથે કણ્વ સંગાથે ભરતદેવ માતા સમીપ પધારે છે. )

**ભરતઃ** માતા ! ચરણધૂલિ શીર્ષે સ્થાપું છું.

( તપસ્વિની શકુન્તલાને ચરણવન્દના કરે છે. માતાને હૃદયમાંથી ફૂવારા ફૂટે છે, ધાવણની સેરો પ્રગટે છે, હર્ષાશ્રુ ઉભરાઈ કંઠરોધ કરે છે. )

**કણ્વઃ** ( ચરણોમાં પડેલા ભરતદેવને દાખવીને )
શકુન્તલા ! આર્યાવર્તનું પ્રારબ્ધ
ત્હારા પગમાં પડ્યું છે.
ઉઠાડ, ઓ ભરતકુળની માતા !
ને ત્હારાં સમસ્ત તપોધનથી
પૌરવકુલપતિને આશીષ દે.

**શકુન્તલાઃ** (ભરતદેવને ઉઠાડી ડાબા કરની વેલ માથે સ્થાપી અને જમણા હસ્તની પાંદડીમાં ભરતની ચીબુક ઝીલી, અનન્ય ભાવે મુખલક્ષ્મી અનિમિષ નિહાળી રહીને )
વત્સ ! આયુષ્યમાન્ થા,
પુણ્યમ્હોર્યો ને જયકિરીટી થા.
પૃથ્વી ત્હને વરશે.

( આંખમાંથી હર્ષાશ્રુનું જલસિંચન કરી માથે બન્ને હસ્તપાંખડીઓ સ્થાપી આશીર્વચન ઉચ્ચારે છે. )

**કણ્વ:** ભરતદેવની આણ વર્તે છે ત્હાં
તપોવનમાં તો બ્રહ્મશાન્તિ જ છે.
બ્રહ્માવર્તમાં તો કુશળતા છે ને ?

**ભરત:** વડિલોની યથાવત્ કૃપાવર્ષાથી
કલ્યાણના જ પાક ઉતરે છે બ્રહ્માવર્તમાં.
કશ્યપદેવના તપપ્રભાવથી
રક્ષાયેલો જ છે આ પુણ્યાશ્રમ તો.

**કણ્વ:** શો ચાલે છે પુણ્યસમારંભ હમણાં ?
નદીના વ્હેણ પેઠે પ્રવૃત્તિનું સ્રોત પણ
સૂકાવા દેવું તો ન જ ઘટે.

**ભરત:** આપનાં ભાખેલાં ભવિષ્ય
સાચ્ચા પાડવા મથું છું.
માંડયો છે મ્હારો પ્રથમ રાજ્યસૂય યજ્ઞ,
ને આવ્યો છું વડિલોના આશીર્વાદને કાજે.
ધર્મચારિણીની ધર્મપદધૂલિથી,
તપસ્વીઓના મહાતપોજસ્થી,
ફરી વળી એક વેળા
પધારો ને પાવન કરો
પૌરવવંશની રાજનગરી.

**કણ્વ:** વડિલોનાં ઉરનાં અમૃતફોરાં વરસે છે,
પૃથ્વીના પરીઘમાં ત્હારી આણ ફરશે.
પૃથ્વીમાં આર્યત્વનો પ્રસાર
આર્યનૃપાલનો એ આદ્ય ધર્મ છે.
પૌરવવંશના રાજમહાલયોમાં

સંચી રાખવાને કાજે જ નથી
વેદચતુષ્ટયના મન્ત્રોચ્ચાર.

( એક ઋષિકુમારના કાનમાં કણ્વ ઋષિ કાંઈક કહે છે. ઋષિકુમાર આશ્રમ ભણી જાય છે. )

**ભરત:** કેટલાક પ્રદેશોમાં રાજઅશ્વ ફરી આવ્યો,
કેટલાકમાં ફરવા સંચર્યો છે.
સુભટપતિ જયધ્વજ સાથે છે,
ચાતુર્વેદી ઋત્વિજવરો સંગાથે છે.
માતુશ્રીના વૃદ્ધ મન્ત્રીશ્વર આર્યપિશુન
રાજનગરીમાં રાજસિંહાસનને રક્ષે છે.
વિન્ધ્યાટવિનાં મહાવન વીંધવા વા નહીં ?
એ બ્રહ્મમન્ત્ર આપે ઉચ્ચારવાનો છે.

**કણ્વ:** બ્રહ્માવર્તમાં બ્રહ્મસભા આમન્ત્રી
દીર્ઘદૃષ્ટાઓને એ બ્રહ્મપ્રશ્ન પૂછીશું.
વિકટ છે વીંધવા એ મહાવન.
એ મહાનદ ને એ ગિરિમાલાઓના
ચચ્ચાર છે ગહન અન્તરાયો
ઉત્તર ને દક્ષિણની વચ્ચે.
ને ભરતદેવ ! ત્હારો ઘોડીલો !
ચક્રવર્તીનો એ અશ્વરાજ છે,
પૃથ્વીવિજેતાનો એ રાજઅશ્વ છે:
પણ એથી યે અધિક છે એ.
દિશદિશમાં સંચરતું
આર્યત્વનું એ સિંહાસન છે.

પુરુવંશનો માત્ર એ દિગ્વિજય નથીઃ
આર્યકુલનો—આર્યત્વનો એ દિગ્વિજય છે.
રાજવત્સ ! દિશદિશામાં ત્હારો જય છે.

**શકુન્તલાઃ** મહૌજસ પુરુવંશને યે
ભરતદેવ ! ત્હેં ઉજ્જ્વળો કીધો.

**કણ્વઃ** ઋષિપુત્રો ! ગાઓ ભારતનું મહાગાનઃ
ભારંડ સામના ભવ્ય ગાન સરિખડું.
ગંગાયમુનાના સંગમતીર્થ સમું
આંખ સન્મુખ એ રાખીને
આયુષ્યને તીર્થમાર્ગે રાજવીઓ સંચરશે.
રાજર્ષિઓનો એ રાજમાર્ગ છે, ભરતદેવ !
આર્યાવર્તનો ઇતિહાસ પમરે છે એમાં,
ભૂત ને ભવિષ્યનો.

**ઋષિકુમારોઃ** મહાભારત ! ગાંડીવટંકારે,
સૂર્યવંશ ! નિજ રામગૌરવે,
કપિલવસ્તુ ! સિધ્ધાર્થ તણા
ભીષણ ભવસંન્યાસે;

ભૂગોલ ભરી, ખગોલ જગાડી, સિંહનાદથી
ગાઓ એહ વિક્રમ, ઉર્જ્જવિની !
ગાઓ એહ વીરત્વ, ચિતોડ !
ગાઓ—ગાઓ એ અધૂરા
પુનરુધ્ધાર, શિવાજી !

ગાઓ ધર્મનાં ઐક્ય, નાનક !
ગાઓ એ ઉરભાવ, ચૈતન્ય !

અં. ૧, પ્ર. ૪, પા. ૪૯

રામરાજ્ય, ધર્મરાજ્ય; અશોકમહાત્મ્ય,
અકબરઔદાર્ય;

ગાઓ સહુ એ ઓજસ્-વર્ચસ્,
એ પ્રતાપ, એ જાહોજલાલી:

ભૂગોળ ભરી, ખગોલ જગાડી, મેઘનાદથી
ગાઓ એ વિધાત્રીનાં વિધાન, કુરૂક્ષેત્ર હો !

( ગયેલ ઋષિકુમાર દિવ્ય શસ્ત્રકવચ લઈને આવે છે. )

તમસ્ ને રજસ્ મંહીની ચિરંજીવ સાત્વિકતા:
મૃત્યુની ચિતાચિતાવસી નિત્યસંજીવનતા:

ગાઓ–ગાઓ આર્યકુલનું સનાતન આર્યત્વ હો !
ગાઓ એ મહાકથા વિ.

કણ્વ: ત્હમારૂં છે ને ત્હમે લ્યો.
દુષ્યન્ત મહારાજ ઇન્દ્રસહાયાર્થે સંચર્યા'તા
ત્ય્હારે એ સ્વર્ગસહાયકને શિરે
અમરનાથે ધરાવી હતી મન્દારમાલા.
એ પૃથ્વીપાલ પૃથ્વીમાં ઉતર્યે
મરીચાશ્રમમાં ભગવાન મરીચદેવે,
મંહી અપરાજીત રાખડી ગૂંથીને
એ મન્દારમાલાનાં કીધાં
આ અજીત શસ્ત્રકવચ.
તપસ્વિની શકુન્તલા આ તપોવનમાં
નિત્યશઃ પૂજે છે વાનપ્રસ્થાશ્રમમાં
નાથના એ આયુધઅવશેષ.

અં. ૧, પ્ર. ૪, પા. ૫૦

પુત્ર તે જ પિતા છે:
તો હવે ધરો પિતાનાં એ શસ્ત્રકવચ,
ને ધરીત્રીમાં ધર્મ સ્થાપો.

( કણ્વ ઋષિ અને ઋષિકુમારો ભરતદેવને દિવ્ય શસ્ત્રકવચ ધરાવે છે. )

**શકુન્તલા:** ઉતરજો ત્હારાં આળપંપાળ.
વત્સ ! હવે કીયે પુણ્યમુહૂર્તે
મ્હેલલક્ષ્મીથી શોભશે ત્હારા મ્હેલ ?
આર્યકુલની મહારાણીશ્રીની
પુણ્યજ્યોતથી ક્ય્હારે એ ઝળહળશે ?

**ભરત:** માતા ! મ્હારું વ્રત છે,
દિગ્વિજય પહેલાં ન પરણવું.
મારા પ્રેમનું સ્થાન
આજે મ્હારે આર્યકુલ એક જ છે.

**કણ્વ:** શકુન્તલા ! અકારણ છે આ ત્હારી ચિન્તા.
ભરતકુલની અમરવેલ
ભવિષ્યકાલના છેડા સુધી
પાંગરશે ને પ્રસરશે.
દિશાઓ યે એને ન્હાની પડશે.

**શકુન્તલા:** મ્હારા ભરત કાજે સૌન્દર્યલક્ષ્મી શોધવા
દેવાંગનાઓ પાઠવીશ અવનીતલમાં:
પછી એ સ્વયંવર આદરશે.

**ભરત:** વડિલોની રજા છે હવે ?

સમરાંગણ વાટ જૂવે છે.
ક્યારે પાવન કરશો રાજનગરી !

કણ્વ: આદર છે તો આવીશું જ ને.

શકુન્તલા: ક્યાં આવ્યો છે
રાજસૂય યજ્ઞનો એ મહોત્સવ ?

કણ્વ: (ભરતદેવ જવા માંડે છે એટલે )
શકુન્તલા પૌરવપુરે પધાર્યાની પૂર્વસ્મૃતિ,
એક યુગ ઉગીને ઉતર્યે,
અધિક કલ્યાણકારી મુહૂર્તે આજ,
સ્મરણદેશે, ભરતદેવ !
ફરીથી ખડી થાય છે.

**पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मास्वपीतेषु या,**
**नादत्ते प्रियमण्डनापि भवतां स्नेहेन या पल्लवम्;**
**आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः,**
**सेयं याति शकुन्तला पतिगृहं, सर्वैरनुज्ञायताम्.**

આશ્રમવાસીઓ ! આશીર્વાદ દ્યો
એ શકુન્તલાના પુત્રરત્નને.
ધર્મારણ્યનાં વન વેલી ને ઋષિકુમારો !
ભરતદેવને વિદાય દ્યો.
દેવોનાં જયદુંદુભિ વાગો દિગન્તમાં.

**शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः**

સિધાવો, ભરતદેવ !
પૃથ્વીને પરણીને પાળજો.

અં. ૧, પ્ર. ૪, પા. ૫૨

(ભરતદેવ ચાલવા માંડે છે ત્યહાં આકાશમાં દેવોનાં જયદુદુંભિ વાગે છે, ને આભમાંથી ધનુષ્યબાણ ઉતરે છે. ઋષિકુમાર તે લઇ શકુન્તલાને આપે છે.)

**શકુન્તલાઃ** ધારણ કર આ દેવધનુષ્ય;
ને જીતજે માનવ જાતિને, **ભરતવત્સ** !

(ભરતને દેવધનુષ્ય ધરાવે છે. ફરી એક વેળા કણ્વદેવના આશીર્વાદ પામી, માતાની ચરણવન્દના લઇ ભરત તપોવનમાંથી સિધાવે છે. ઉર્ધ્વ હસ્તે આશીર્વાદ દેતા આશ્રમવાસીઓ સ્નેહભીની આંખે પાછળ નિહાળતા તપોવનમાં ઉભા રહે છે.)

---

## પ્રવેશ પહેલો:

### ચન્દ્રાનન સરોવરનાં ઉપવન

( વિન્ધ્યાટવિનાં મહાવનને તીરે ચન્દ્રાનન સરોવરની વચ્ચે અવન્તીનાથના વનમહેલ ઉપર પાછલી રાતના પડછાયા પથરાયેલા છે. સરોવરજલની ઝીણી ઝીણી લહરીઓ આવી આવીને એ ચન્દ્રમહેલનાં પગથિયાં ધૂવે છે. મહેલ ફરતું સુરમણીય ઉદ્યાન છે, ને ઉદ્યાન ફરતો સરોવરપગથાર છે. સરોવરફેરતો ગાઢ ઉપવનનો કોટ છે, ને એ ઉપવનલક્ષ્મી આઘે આઘે ઘેરાં ઘેરાં થતાં વિન્ધ્યાટવિનાં મહાવનોની વનલક્ષ્મીમાં સંગમ પામે છે. બધું શમશમાકાર ને સૂનું હોય છે.

થોડીક વારે પગલાં યે ન વાગે તેમ, પણ તરલગામિની, વસુન્ધરા કમલશણગારોથી શણગારાયેલી, ચકોરી શાં નયનો દિશદિશમાં ઉડાડતી, છાનું છાનું બધે જોતી, ને દિશદિશમાં કાંઇક શોધતી જેવી આવે છે. )

**વસુન્ધરા:** કોઇ જડતું નથી: સખીઓ સન્તાઇ ગઇ.
સખીઓની પેઠે પૌરવપતિ યે
સન્તાકૂકડી રમે છે.

**(હૃદયદેશે ઢળેલો પાલવ ઉઘાડી અંદર હૃદયભાગે નિહાળની નિહાળતી )**

ત્હમે એ સન્તાઇ ગયા,
નાથ ! હૃદયકુંજમાં.
જીવનમાં ક્‌ય્હારે જડશો હવે ?

( એક વૃક્ષરાજની પલ્લવઘટામાં લપ્પાઇ હતી ત્ય્હાંથી ચન્દ્રિકા ઉતરે છે. )

**ચન્દ્રિકા:** નાથને શોધ છ દાવમાં,
કે સખીઓને ? વસુન્ધરા !
ઉપવનમાં શોધે છે કે હૈયામાં ?
આ ત્હારા દાવ દેવાના ઢંગ કે ?

( વેલીપલ્લવને હિન્ડોલે સન્તાએલી હતી તે માલતી બ્હાર આવે છે. )

**માલતી:** દાવ દેતાં સહિયરને ભૂલી
સ્વપ્નચગડોળે ચ્હડે ત્હેને તો ને
એ દાવની શિક્ષા છે રમતમાં.

( વૃક્ષોનાં થડ પાછળથી સખીઓ ડોકિયાં કરે છે. )

**વસુન્ધરા:** આયુષ્યકમલની સોળ પાંખડીઓ શાં
આપણાં સોળસોળ વર્ષો
એળે ગયાં ત્ય્હારે તો.
એ શિક્ષાએ તો સોંઘાં પડશે
પ્રીતમનાં સંભારણાં ને સંમેલન.

( કંઠમાંથી કુંકુમકેસરની ઝોળીઓ લટકાવેલી વૃક્ષમાલા પાછળથી ડોકિયાં કરતી સખીઓ આવી વસુન્ધરાને ઘેરી વળેછે.)

**ચન્દ્રિકા:** એને જગાડો સ્વપ્નાંમાંથી.
આજે ગૌરીપૂજાનું જાગરણ છે ને ?

**માલતી:** મારો મોગરાની કળીઓનો માર.
સખીઓને ભૂલી ઉંઘે છે,
ને સ્વપ્નાં જૂવે છે સંસારનાં.

( ફૂલઝોળીઓમાંથી મોગરાની કળીઓ કહાડી વસુન્ધરાને ઘેરી લઈને સખીઓ ભાગ્યદેશે કપોલપ્રાન્તે વદનપટે વક્ષસ્થલે ને દેહમૂર્તિને એ વણખીલી કળીઓ મારે છે. )

**વસુન્ધરા:** મા મારો, સખીજન ! મા મારો
પુષ્પધન્વાનાં એ પુષ્પબાણ:
પ્રાણને ચારણી શો શારી
ઉરનાં અમૃતને ઢોળી નાંખશે.
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ
ભલી હો ! મારો મા મુજને:
અન્તર્ઝાળ જલાવી ન શમવ્યે
( એક સખીને સમ્બોધીને )
શાપ થશે તુજને:
( બીજી સખીને સમ્બોધીને )
અલી ઓ ! શાપ થશે તુજને:
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ વિ.

**ચન્દ્રિકા:** અમે પુષ્પના પરિમલે વધાવિયે ત્હને:

**વસુન્ધરા:** નહીં: રસના એ દીપથી જલાવો છો મ્હને:

**માલતી:** ત્હારા અંગમાંથી અનંગના ફૂવારા ફોડિયે:
ત્હારાં આંખ વદન હૃદયમાંથી કિરણ ખોલિયે.

**વસુન્ધરા:** નહીં ઉરનાં અમીઝરણ ધૂળમાંહિ ઢોળિયે.
ભલી હો ! મારો મા મુજને.
અન્તર્ઝાળ જલાવી ન શમવ્યે
(એક સખીને સમ્બોધીને)
શાપ થશે તુજને:
(બીજી સખીને સમ્બોધીને)
અલી ઓ ! શાપ થશે તુજને:
સખીજન ! ફૂલફૂલનાં એ બાણ વિં.

**ચન્દ્રિકા:** ન ઉતાર્યાં હો, વસુન્ધરા ! ત્હેં
એ સ્વપ્નાની તન્દ્રાનાં ઓઢણાં.

(સખીઓ કળીઓ માર્યે જ રાખે છે.)

**વસુન્ધરા:** (નમી નમીને હસતી, ને હસી હસીને હસ્તાં-
જલિમાં મુખચન્દ્રને બચાવતી બચાવતી)

કોઇ યે જાગ્યું છે કદી
જીવનનાં સ્વપ્નાંઓમાંથી,
કે મ્હને જ જગાડશો એકને ?
કહું ? દિલમાં ગલીપચી કરે છે
આ ત્હમારો મોગરાની કળીઓનો માર તો.

(વનમાંથી એક હાથી સરોવરજલમાં આવે છે. પૂર્વમાં
પ્હરોડ પ્રગટવા માંડે છે.)

આજના ગૌરીઉત્સવ પછી તો–

ચન્દ્રિકા: આજનો ગૌરીઉત્સવ ઉજવ્યા પછી
દિલવાસીના દિદાર કરજો,
મનના મનોરથની મૂર્તિ જોજો.

માલતી: એ જોવા, લે, પોપચું ઉઘાડું.
(આંખ ઉપર તાકીને કળી મારે છે.)

વસુન્ધરા: (આંખડલીને પંપાળતી પંપાળતી)
એ પોપચાં તો કય્હારનાં યે ઉઘડયાં,
મ્હારાં ને ત્હમારાં ય તે.

ચન્દ્રિકા: હા, બા! ત્હારાં રસપોપચાં ઉઘડયાં:
વસન્તપંચમીની વરઘો દીઠી;
સ્વયંવરનાં આમન્ત્રણની લગ્નપત્રિકા
દેશદેશના રાજમહેલોમાં સંચરી ગઈ.
પણ ખટ માસ એ શે વીતશે?

માલતી: આ અળવીતરાં રહેવા દો હવે.
રજની ઊડી ઊડી જાય છે,
અણપડછન્દ પગલે સરી સરી જાય છે:
બારે માસે આવશે પાછી
આ ઉત્સવદિનની રજની.
ને વસુન્ધરા ત્ય્હારે કય્હાં યે હશે,
સંસારના આ વનમાં કે પેલા વનમાં?

(માલતી સખીઓને વારે છે. પાછળ સરોવરજલમાં હાથી-
ઓનાં જૂથ નમે છે)

**વસુન્ધરાઃ** તે ત્હારે રાસ ઝીલવો છે ને ?

**ચન્દ્રિકાઃ** ત્હારી પાસે રાસ ઝીલાવવો છે.

**વસુન્ધરાઃ** ઝીલજો ત્ય્હારે તો વ્હેલાં વ્હેલાં.

**માલતીઃ** નહીં ગાઓ ત્હો યે ગવરાવશું
ત્હમારો મનના મનોહરનો એ રાસ.

**વસુન્ધરાઃ** તો ઝીલો, ને સંભારજો સહુ
નિજનિજના મનના મનોહરને.

( ચન્દ્રકિરણ સમી સખીઓ રાસચન્દ્રમાં ગોઠવાય છે. વનવન ભેદતા કંઠથી વસુન્ધરા રાસ ઉપાડે છે. )

મનનો હરનાર મનોહર એ,
હું ક્ય્હાં શોધું મનનો હરનાર મનોહર એ ?
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?
જીવનનીર મ્હારાં ઘેરાં ઘેરાં વ્હેનારાં,
જલકેરે કાંઠડે ઉભો એ;
વાટ ભરીને ઉંડો પડછાયો પાડયો રૂડો,
હૈયે તો હેતથી ઝીલ્યો એઃ
કયમ જાય ઘડી યે ભૂલ્યો એ ?
મનથી વરી છું વ્હાલમો એઃ
હું ક્ય્હાં શોધું મનનો હરનાર મનોહર એ!
સખિ ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ ?
મનનો હરનાર વિ.

( સરોવરજલમાં હાથીઓ ને હાથિણીઓ શૂંઢ ભરી ભરી અન્યોન્ય ઉપર ઢોળી ઢોળી જલક્રીડા કરે છે. )

**ભરતદેવ:** (જનાન્તિકે)
વિન્ધ્યાટવિમાં આર્ય સુભટો
હાથીઓના શિકારે ચ્હડયા છે.
ચન્દ્રાનન સરોવરમાં કરિપરિવાર
જલક્રીડા કરે છે નિત્યનિત્યે,
એ જાણી આ સરોવરે આવ્યા છે.
મૃગને જેમ મૃગઘંટરમાળ દોરે,
તેમ આ ગીતશબ્દે મ્હને તો દોર્યો.
અન્ધારામાં ને અન્ધારામાં આધે ઉતર્યો છું.

( આર્ય સુભટો ચન્દ્રાનન સરોવરને તીરે ઉતરે છે. મ્હોટ્ટાં જાળ ને પાશ, મ્હોટ્ટા અંકુશો, મહાગદાઓ, તીક્ષ્ણ ત્રિશૂળો, મહામુદ્‍ગરોથી શાસ્ત્રસજ્જ હોય છે. હાથીઓ ને હાથિણીઓનાં જૂથ તો જલક્રીડામાં મચેલાં છે. જલતીરથી ને જલમાં ઉતરીને યોધરાજો શિકાર માંડે છે. )

**મહાધન્વા:** (એક મહાપાશ છોડી એક હાથીની શૂંઢ બાંધીને)
કદળીના થડની પેઠે
એક મહાપાશે શૂંઢને બાંધી લીધી.

**યોધરાજ:** (નાગપાશ શું મહાજાળનું અસ્ત્ર છોડીને)
મહાજાળથી એ હાથિણીના પગ સાંકળ્યા:
યજ્ઞના વેદીથંભોને જાણે
વનલતાઓએ વીંટી લીધા.

**સુભટપતિ:** મહારાજ ભરતદેવ તો ઉચ્ચર્યા કે
શિશુત્વમાં સિંહબાલના દાંત ગણ્યા,
તારુણ્યમાં સર્વદમન બિરદ મેળવ્યું,

હવે સર્વપાલ-લોકપાલના બિરદથી શોભશો:
એમ કહી સંચર્યા મહાવનમાં.
મહારાજ કહેતા ગયા છે કે
હાથીઓનો શિકાર એટલે
મારવાના નહીં, પણ પકડવાના.

**મહારથી:** તાડપત્રના વીંઝણા સરિખડા કાનને
આ અંકુશથી કુંણા કરૂં છું.

( કદમ્બના ઉપસેલા ફૂલ સમી કાંટાફૂટી ગદા ઉગામી સુભટપતિ સરોવલજલમાં ઉતરે છે. એક ગજરાજના વાળેલા દક્ષિણ પગ ઉપર વામ પાય માંડી, ડાબે હાથે જમણો કાન ઝાલી ગદા મારી ગજરાજનાં મદનાં મોતી ઝરતાં કરે છે. બેચાર યોધરાજ હાથીઓના દન્તુશૂલ ઝાલી સ્કન્ધે ચ્હડી સરોવર જલમાંથી પાળે હાંકી જાય છે. ચીસેચીસ પાડી હાથીઓ ચોગમ દોડાદોડ માંડે છે. પોઢેલાં વિન્ધ્યાટવિનાં મહાવન એ ભવભીષણ ક્રોધગર્જનાઓના ધ્વનિપ્રતિધ્વનિથી ગાજી ઉઠે છે. ઉછળતાં જલમોજાંઓ સરોવરપાળે આવી અથડાય છે.

આ ઓચિન્તાના કોલાહલથી સુન્દરીસંઘ વિસ્મયચકિત થાય છે. પ્રસંગ ન સહમજાતાં સરોવરપાળ ભણી દોડે છે. )

**વસુન્ધરા:** અવન્તીનાથની સરોવરકુંજોને
પજવનારાઓ કોણ છે ઓ ?
મહાધન્વા વિરંચીદેવના મહાવનમાં
હાથીઓના જલવિહારે નિર્ભય નથી શું ?
હસ્તીજૂથની પ્રાતઃક્રીડાને પજવ્યે
પજવનારની પ્રેમક્રીડાને શાપ લાગશે.

**ભરત:** (વૃક્ષઘટા નીચે અદૃશ્ય હતા ત્યાંથી સ્વગત)
આ તો વિન્ધ્યાટવિની મહાદેવી!
વીરત્વની કો પ્રતિમા!
સોનેરી વાદળીઓમાંથી જાણે
કોપકમ્પી શચી મહાવર્ષા વર્ષે છે.

(પ્રત્યક્ષ થઇને)

સુન્દરી! અપરાધી છીએ,
હું અને મ્હારો પરિવાર.

(આર્ય સુભટોને)

યોધરાજો! મા ઉથાપશો
સૌન્દર્યરાણીજીની એકકે યે આજ્ઞા.
સૌન્દર્યના ને જલક્રીડાના ઉપવનોમાં
અણતેડ્યા અતિથિ છીએ આપણે.

(ભરતદેવને નિહાળી આશ્ચર્યચકિત દર્શનમુગ્ધ વાચાબન્ધ જેવી વસુન્ધરા ચમકે છે, ખંચાઇ ઉભે છે, અને મહાવનના લક્ષ્મીપગથાર નિહાળી રહે છે.)

**ભરત:** (વસુન્ધરા અનુત્તર રહ્યે સખીવૃન્દને)
સૌન્દર્ય ને વીરત્વની મૂર્તિ સમાં,
સિંહવાહિની જગદીશ્વરી સરિખડાં,
દુર્ગાના અવતાર કોણ છે એ?

**ચન્દ્રિકા:** એ તો કો પુણ્યશાળીનું સૌભાગ્ય,
અવન્તીનાથની રાજકુમારિકા વસુન્ધરા.
આ એમનું ચન્દ્રાનન સરોવર,
ને પેલો એમનો ચન્દ્રમહેલ.

**ભરત:** કુમારિકાઓના રાજમહેલના ઉપવનમાં
રાત્રીભાગમાં આવનાર આપ કોણ ?
અન્તઃકરણે યે જરી ન અવરોધ્યા ?

**ભરત:** પૌરવપુત્ર હું ભરતરાજ:
અવન્તીની પદ્મણીનાં પુણ્યદર્શને
કૃતાર્થ થયો આજે.

• (સખીઓ વધુ આશ્ચર્યચકિત થાય છે. ચન્દ્રિકા ને માલતી પરસ્પર નેત્રપલ્લવી માંડે છે.)

આર્ય સુભટોની ભૂલ થઇ છે.
તપોવનમાં મૃગીની મૃગયા ન હોય,
તેમ કુમારિકાઓનાં ઉપવનમાં
જલક્રીડતા હાથીઓના શિકારે ન હોય.
શિપ્રાને સ્હામે તીર
આર્યોનાં શિબિર છે, દીઠાં હશે.
દેવપરવને કારણે હમણાં
બે દિવસનો યુદ્ધવિરામ છે:
હાથી શા મ્હારા આર્ય સુભટો
વિન્ધ્યાટવિના મહાવનમાં
હાથીઓના શિકારે ચ્હડ્યા છે.
અજાણ્યે ભૂલ થઈ છે યોધરાજોની:
સુન્દરતાના ઉપવનમાં
આવા ભવભેદુ કોલાહલ ન હોય.
ક્ષમા કરશે ત્હમારાં રાજકુમારી ?

(સૂર્યનારાયણનાં કિરણોમાં હેમમૂર્તિઓ ઓગળી જાય તેમ સખીસંઘના મદ દ્રવી પડે છે. સહુ ચિત્રવત્ નિઃશબ્દ રહે છે. અન્તે લજ્જાતી–શરમનીતરતી ચન્દ્રિકા આગળ આવે છે.)

**ચન્દ્રિકા:** **क्षमा वीरस्य भूषणम्ः**

વીરત્વભૂષણ યશધ્વજી આપ શા
ચક્રવર્તીએ ક્ષમા તો વિસ્તારવાની
કે અમારી અડપલી સહિયરે
વીરોની મહામૃગયામાં વિઘ્ન પાડ્યાં.

**ભરત:** અવન્તીનાથની રાજકુમારિકાને કહેજો
આર્યકુલનાં પૂજ્ય ને વન્દનીય છે તે,
આર્ય યોધરાજોથી નિર્ભય રહે.
આર્યોમાં રાહુઓ છે નહીં,
અને હવે કદી યે રાહુનાં ગ્રહણ
ચન્દ્રાનન સરોવરે આવશે યે નહીં.

(સુભટોને)

યોધરાજો ! વિન્ધ્યાટવિ વિશાલ છેઃ
ચાલો વીરભદ્રો ! બીજા મહાવનમાં
આપણી વનરમણાને કાજ.

(જતાં જતાં સ્વગત)

ત્ય્હારે લોકવદન્તી જુઠ્ઠી નથી જરા યે.
કીર્તિકથામાં સાંભળ્યાં હતાં
ત્હેવાં જ દીઠાં સૌન્દર્ય ને વીરત્વઃ
આર્યકુલના સામ્રાજ્ઞીપદને શોભતાં.

(હ્રદયે હાથ પંપાળીને)

–પણ સાવધાન ! ભરતરાજ ! સાવધાન !

સંયમરશ્મીઓ ! સાવધાન
પ્રેમનાં પ્રથમ દર્શને.
આર્યત્વના દિગ્વિજયના મહોત્સવ પછી જ
માંડવાનો છે હૃદયનો પ્રેમવિજયોત્સવ.

(સુભટપરિવારની પાછળ પાછળ જાય છે. પ્રાતઃકાલનું પ્રગટતું પુણ્યતેજ જતા ભરતદેવ ઉપર વર્ષે છે.)

**વસુન્ધરા:** (ચમકીને)
ગયા ?

**ચન્દ્રિકા:** ગયા, હા, ભરતદેવ ગયા:
ને હૈયાના પીંજરમાં પૂરી
ત્હને યે હરતા ગયા.

**માલતી:** વસુન્ધરા ! ભૂલી પડી જીવનપથમાં,
ને દિલના પીંજરમાં પૂરાણી તું.

**સખીઓ:** દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી:
મનની મનાઈ ત્હાં મહારાણી, પ્રેમની પંખિણી.
માગી લીધો મહાસિન્ધુ એક અંજલીએ,
માગી લીધો પ્રેમસિન્ધુ એમ એક મીટે:
પછી આવરીને આંખડી ઉભી રહી, સખિ !
પછી ઢાળી દૃગપાંખડી ઢળી રહી, સખિ !
દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.
આત્મડાળે બેઠી જોતી આકાશમાં,
જીવનવનમાં ઉડન્તી જે ઉલ્લાસમાં,
હવે પંખિણી પૂરાણી પાંજરપાશમાં:

રસનાં ફૂલડાંની સુવાસમાં,
અણદીઠાં અમૃતની આશમાં:
દિલના પીંજરમાં પૂરાણી પ્રેમની પંખિણી.

**ચન્દ્રિકા:** ગૌરીપૂજાના આજ જાગરણમહોત્સવે
દિલના દેવનાં દર્શન થયાં ત્હને.

**માલતી:** પણ દિલના દેવે દર્શન દીધાં
ત્હારે તો દેવ શું બોલી યે નહીં ?

**વસુન્ધરા:** દેવનાં દર્શન વેળાએ તો
દર્શન કરવાનાં કે વાર્તા ?
દિલ દિલ શું બોલતાં હતાં.

**ચન્દ્રિકા:** 'દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઇ.'
એ અમને તો શીખવ, બાઇ !

**વસુન્ધરા:** ત્હમારી યે ગૌરીપૂજા ફળશે,
ને જીવનપન્થે જીવનદેવ મળશે એટલે
શીખશો હું યે નથી શીખી એવું ય તે.
પૂર્વ પ્રગટી છે, સખીઓ !

**માલતી:** ત્હારાં સૌભાગ્ય સરિખડી !

**વસુન્ધરા:** પણ આડાં વાદળાં છે
આવન્તીનાથના અરિપણાનાં.

**ચન્દ્રિકા:** જાગરણ મોડાં થઇ ગયાં.
વસુન્ધરા ! ચાલો ચન્દ્રમહેલમાં.

**માલતી:** એને તો વાર છે હજી.
ફૂલડાં વીણી વીણીને
પગલાં પૂરશે ને પૂજશે પૌરવનાથનાં,

પાછળ પૃથ્વી ઉપર પડેલાં.
આપણે ચાલો.

**ચન્દ્રિકા:** આવ્યા ત્ય્હારે ઉચ્ચરી યે નહીં,
ને ગયા ત્ય્હારે દિશાઓ શોધશે હવે
પ્રભાતને પ્રેમપોકારે જગાડી-જગાડીને.
(સખીઓ જાય છે.)

**વસુન્ધરા:** (ઘડીક ચિન્તનમુગ્ધ મૌન રહીને પછી)
શો સિંહ શો પધાર્યો,
ને દેવ શો સિધાવ્યો ?

( મહાવનમાંથી, રીંછ શા, નીરવ પગલે અઘોરનાથ ને ભીષણમન્થા દસ્યુપરિવાર સાથે આવે છે. )

એ તે આર્ય નૃપાલ.
પૃથ્વીનું પુરુષાતન ને સ્વર્ગનું દેવત્વ.
વીરત્વ એટલે જ વિનય.
મ્હને વિનયે બાંધી વિવશ કીધી.
ગયો, ને હરી ગયો મ્હારા પ્રાણ.

( વિચારજલમાં ડૂબે છે. ક્રૂરતો દસ્યુઓ ઘેર માંડે છે. )

પણ અવન્તીને સ્હામે તીરે તો
યુદ્ધના મોરચા માંડ્યા છે ને એમણે ?
મ્હારા પ્રારબ્ધ આડું જ પાંદડું છે.

**અઘોરનાથ:** હા, પુણ્ય એટલાં ઓછાં છે.
પૃથ્વીકુંજની પદ્મણીને
પ્રારબ્ધ આડું પાંદડું જ છે.
ભીષણમન્થા ! જાઓ,

ને લઈ જાઓ ગંગાદ્વારે:
અને રાખજો એ ભૂલભૂલામણીઓમાં.
લૂંટમાં ન ફાવ્યા તો ચોરી

(વસુન્ધરા મૂર્છા પામે છે. મૂર્છાવશ વસુન્ધરાને બીપણમન્થા વેલી પેઠે તેડીને માર્ગે પળે છે. પાછળ પગલાં ભૂંસતા ભૂંસતાં દસ્યુઓ ને અઘોરનાથ જાય છે.

એવે વીજળીઓના ઝબકારાઓ જેવું દેવાંગનાવૃન્દ ઉતરે છે: ચન્દ્રાનન સરોવરને જનસૂનું નિરખે છે.)

**એક દેવાંગના:** આ જ અવન્તીનું ચન્દ્રાનન સરોવર ને?

**બીજી દેવાંગના:** ચન્દ્રાનન સરોવર તો આ જ.
જા, ને જો મંહી ત્હારો વદનચન્દ્ર.

**પહેલી દેવાંગના:** પુરુપ્રવીરની મહારાણીજી શકુન્તલાના
ઉછળતા ઉરભાવ જાણીને
મેનકાએ કીધેલી પ્રાર્થનાથી
દેવપતિએ પાઠવ્યાં છે આપણને અંહી
પૃથ્વીની પદ્મણીને સ્વર્ગસુન્દર સજવા.
અંહી તો સૂના છે આ ચન્દ્રમહેલ.

**બીજી દેવાંગના:** સૃજન પહેલાં અવકાશે સૂનો હતો.

**ત્રીજી દેવાંગના:** વસુન્ધરાનું હરણ થયું છે.
સારસસંઘની પગલીઓ સરિખડાં
જૂઓ આ પગલાં ઉચ્છેદ્યાંની રેખાજાળ.

**બીજી દેવાંગના:** (આભમાં ઉંચે ચ્હડી આશપાશ નિહાળીને)
એ જાય ગંગાદ્વાર ભણી
દસ્યુઓનાં દળવાદળ:

અ. ૨, પ્ર. ૧, પા. ૭૦

જાણે ધૂળના વંટોળ.<br>
વચ્ચે છે સૂરજમુખી સુન્દરી.

**ત્રીજી દેવાંગના:** ચાલો ત્ય્હારે એ દિશામાં,<br>
ગંગા ને સાગરના સંગમતીર્થે.

(સારસડાંની હારમાલા સરિખડી કુંકુમવર્ણી દેવાંગનાએ ગંગાદ્વાર ભણી આકાશમાર્ગે પરવરે છે. પાછળ સૂનાં સૂનાં ચન્દ્રાનન સરોવરનાં ઉપવન એકલાં રહે છે.)

---

## પ્રવેશ બીજો:

### શિપ્રાના આરાઓ

( વર્ષાવૈભવવન્તી વિશાલપટશાળી શિપ્રા ગમ્ભીરભાવે વહે છે. એક કાંઠે આર્યે અર્ધચન્દ્રાકાર આર્યસેનાનાં શિબિરો છે, ને મધ્યમાં આર્યધ્વજ ઉડે છે. સ્હામે કાંઠે ઉજ્જયિનીનો ન્હાની ન્હાની દેહરીઓ માંડેલો બ્રહ્મઆરો, ને પાછળ જયતોરણશણગાર્યો રાજમાર્ગ, ને રાજમાર્ગને તીરે ઉજ્જયિનીની ધ્વજધારી હવેલીઓ આભથી વાતો કરે છે. )

**વજ્રધન્વા**: સુભટપતિ ! ભરતદેવ પધારશે ?
અવન્તીનાથે સ્વયંવર આદર્યો છે.

**ઋત્વિજરાજ**: ભરતદેવ પધાર્યા છે
માટે તો મંડાયો છે એ સ્વયંવર.

**મહારથી**: કાં ભૂલો છો ભરતદેવનાં વ્રત ?
આર્યત્વના દિગ્વિજય શિવાય
અન્યને કાજે અણુ જેટલું યે
ભરતદેવના હૈયામાં સ્થાન નથી હમણાં.
પહેલો દિગ્વિજય ને પછી સ્વયંવર:
એ ભરતદેવનું વ્રત છે.

**સુભટપતિ**: સ્વયંવરે એક રાજનીતિ છે:
રાજમહારાજોને રાજનગરે આમન્ત્રી
યુદ્ધકાલે પક્ષ સબળ કરવાની.

**વજ્રધન્વા**: અહોહો ! તો તો અવન્તીમન્ત્રીઓ દીર્ઘદ્રષ્ટા.

**સુભટપતિ**: ભૂલાય છે, વજ્રધન્વા !

સબળ કરવો એટલે શું ?
નિર્બલને સબલ કરવાના હોય:
સબલને સબલ શા કરવાના ?

**વજ્રધન્વા:** અમે તો ધનુર્ધરો.
અમને ઉકેલતાં ન આવડે
પ્રસંગોના આવા અટપટા અર્થ.
આનું નામ યુદ્ધમન્ત્ર ને રાજનીતિ ?
કહો તો ગિરિશિખર છેદું,
ઉજ્જયિનીના રાજમહેલના કળશ પાડું.
આ તો યોધરાજોના અંકગણિત નહીં.

**સુભટપતિ:** તો યોધરાજોના મહિમાને શોભતું
સુણવું છે આર્યકથાનું પેલું મહાગાન
કણ્વાશ્રમના ઋષિકુમારોનું ?

**વજ્રધન્વા:** ભરતદેવને પ્રિય છે તે ?

**ઋત્વિજરાજ:** આર્યાવર્તનાં નગરનગરે વિચરી
નગરચોકમાં ઋષિકુમારો ગાય છે તે.

**ચાર ઋષિ-કુમારો:** (આર્યધ્વજ પાછળથી સન્મુખ આવીને)
સુણજો આર્યજનો ! આર્યદેશની મહાકથા.
મહાપ્રજાઓ તણી મનોહારિણી;
ઇતિહાસોના યુગની ગુરુત્વાકર્ષિણી;
પૃથ્વીમહેલની પરમ મોહિની;
પ્રકૃતિ માતની લાડકોડયૌવનભર દુલહન હો !
કોટિ કોટિ નરનાર ! ગાઓ એનાં મહાગાન;
એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારત કુલ !

માન સરોવરની નિર્મલતા,
કાશ્મીરકુંજોની કમનીયતા,
વનલક્ષ્મીનાં હરિતલલિત સોહાગસુન્દરતા;
કાંચનગંગની સુવર્ણલેખા,
મલયગિરિની પરિમલ રેખા,
ગૌરીશંકર–ધવલગિરિની અદ્વિતીય ઉન્નતતા;
દ્વારિકાની અમૃતત્વગીતા,
મોક્ષપુરીઓની મોક્ષપ્રદતા,
ધર્મપાટનગરી કાશીની જ્ઞાનગૌરવતા;
પાટનગરીઓ તણી પિતામહી હસ્તિનપુરીના
ભવ્ય ભાગ્યગ્રન્થ હો!
શકપ્રવર્તક સમ્રાટોના
લોકહિતસ્વી નિત્યયશસ્વી મહાતપસ્વી
દિવ્ય જીવનપન્થ હો!
કોટિ કોટિ નરનાર! ગાઓ એહ ગુણગાન.
ગાઓ એ મહાકથા વિ.

(શિપ્રાને સ્હામે તીરથી આવી એક અર્ધચન્દ્ર બાણ આર્યધ્વજના ધ્વજદંડને અથડાઇ ભાગી નીચે પડે છે.)

**યોદ્ધરાજ:** (અવન્તી ભણી નિહાળીને)
આર્યોનો એ તો વજ્રનો છે ધ્વજદંડ.
આર્યોના ધર્મધ્વજને પાડનાર જન્મ્યા નથી,
જન્મવાના યે નથી ત્રિકાલમાં.
અનાર્યોના એવા ગર્ભ જ નહીં જન્મે.

**ઋત્વિજરાજ:** આર્યત્વ એટલે જ સનાતન ધર્મ.
આર્યધર્મ પડે તો

આભનો થાંભલો પડે,
ધર્મ માત્રનો પાયો પડે.

**યોધરાજઃ** પણ સુભટપતિ ! જોજો હવે
એ થનગનતા યોધરાજની તો અવદશા.

**સુભટપતિઃ** પ્રાણ મા હરતા, યોધરાજ !
પ્રાણ તો રણસંગ્રામમાં જ હરાય.

**યોધરાજઃ** ના, પ્રાણ નહીં હરું, સુભટપતિ !
યોધરાજોને પ્રાણથી યે વ્હાલાં
ગૌરવ ને મહિમા હરી લઉં છું.

(ઉજ્જયિનીના રાજમાર્ગેથી આર્યધ્વજ ઉપર અર્ધચન્દ્ર મૂકનાર હયસ્વામી સેનાની ઉપર ચક્ર છોડી યોધરાજ તીરછી દૃષ્ટે નિહાળી રહે છે. ચક્ર જઈને હયરશ્મીઓ કાપે છે; હયસ્વામીના હાથમાં કપાયેલા રશ્મીછેડા જ રહે છે; લગામ-વિહોણો થતાં અશ્વ ચમકે છે, ઝાડ થાય છે; હયસ્વામીને પછાડી ભાગી જાય છે.

એક ધનુર્ધર આર્યસુભટો સમીપ આવે છે.)

**ધનુર્ધરઃ** આર્યસેનાનો જય હો !
મહારાજ ! લોકવદન્તી છે કે
અવન્તીકુમારિકાનું હરણ થયું.

**સુભટપતિઃ** આજે પ્હરોડિયે જ નિરખ્યાં છે ને
જગતના એ સૌન્દર્યઅવતારને,
વીર રમણીઓના વીરત્વમુગટને ?

**બીજો ધનુર્ધરઃ** (પ્રવેશીને)
ભરતદેવનો જય હો !

અવન્તીમાંથી વાર્તા આવી છે કે
ગંગાદ્વારના અઘોર દસ્યુઓ
નરમેધમાં હોમવાને કાજ
ચન્દ્રાનન સરોવરના ચન્દ્રમહેલમાંથી
અવન્તીકુમારીને હરી ગયા.

**મહારથી**: નરમેધમાં હોમવાને કાજે ?

**ઋત્વિજરાજ**: નરમેધની વેદીએ પદ્મણી હોમવાનું
દસ્યુઓ મહાપુણ્ય માને છે.

**વજ્રધન્વા**: અવરોધવું જોઇએ એ તો આર્યોએ.
ગંગાદ્વારનાં પુણ્યતીર્થે તો
સુભટપતિ ! પુણ્યયજ્ઞો જ હોય.
અવન્તીનાથના હાથ લાંબા ન હોય
તો આર્યોએ અવરોધવો ઘટે એ નરમેધ.

**સુભટપતિ**: આર્યત્વનો મહિમા આપણને છે,
ભરતદેવને એથી યે અધિકો છે.
મહારાજને ચિન્તા છે સમસ્ત આર્યદેશની.

(ધનુષ્ય ઉપર જયધ્વજ ફરકાવતો એક દૂત, અને પાછળ સેનાનીઓનો પરિવાર આવે છે.)

**દૂત**: સિન્ધુદેશનો હું દૂત છું,
સુભટપતિ જોગીશ્વરે પાઠવ્યો છે.
કહાવ્યું છે સિન્ધુનદનાં ને સિન્ધુદેશનાં
ઉછળતાં જલપૂર શાન્ત થયાં છે,
ઉપર આર્યહોડીઓ તરે છે.

**યોધરાજો**: ભરતદેવનો જય હો !

**વજ્રધન્વા:** દૂતનો ફરફરતો જયધ્વજ જ
ઉચ્ચારે છે જયવાર્તા જગતને.
(બીજો ધનુર્ધર પ્રવેશે છે.)

**ધનુર્ધર:** મહારાજનો જય હો !
સુભટપતિ ! દેવપરવને લીધે
એ દિવસ યુદ્ધવિરામ છે,
તો મહારાજ ભરતદેવ આમ્રકૂટ સંચર્યા છે.

**સુભટપતિ:** પણ આવતી કાલે તો
યોધરાજોના રણખેલનો અખાડો છે ને ?

**ધનુર્ધર:** મહારાજ ભરતદેવે કહાવ્યું છે કે
સુભટપતિ સાચવશે સુભટોનો એ અખાડો.

(જાણે પૃથ્વીમાંથી જ પ્રગટતો હોય એમ એક વ્યાઘ્રામ્બરધારી એકાએક આવે છે.)

**વ્યાઘ્રામ્બરધારી:** ત્હમારે વાઘ થવું છે કોઇને ?
માણસના હું વાઘ સરજું છું.

**મહારથી:** શું ? શું કરો છો આપ ?

**વ્યાઘ્રામ્બરધારી:** માણસના વાઘ.

**ઋત્વિજરાજ:** એ તે ઉન્નતિ કે અવનતિ ?

**વ્યાઘ્રામ્બરધારી:** એવા બલધારી સ્કન્ધ,
એવી અંગારા શી આંખો,
એવો લોહીતરસ્યો મુખગોખ,
એવા કરાલ દંષ્ટ્રખીલા,
એવી પંજા શી પ્રાણહારી આંગળીઓ,
ચાપહિન્ડોલ શા હિન્ડોલા ખાતા

એવા જોમવન્તા પગહિન્ડોલ:
માણસનો એવો વાઘ.
એવા કીધા છે મ્હેં
અવન્તીકુમારનાં અંગરક્ષકોને.

**સુભટપતિ:** પુરુષવ્યાઘ્ર ને નરશાર્દૂલ
આર્યોમાં એ છે અલબેલડા:
પણ અમારે તો પુરુષત્વ પહેલું,
ને શાર્દૂલત્વ પછી છે.
આર્યોનાં શરીર સિંહનાં છે,
પણ આત્મા દેવના છે.

( આવ્યો હતો એમ જ એકાએક વ્યાઘ્રામ્બરધારી અલોપ થાય છે. )

**વજ્રધન્વા:** વ્યાઘ્રામ્બર ધાર્યે વાઘ નથી થવાતું.
વીરના વાઘા સજે તે વીર નથી,
વીરત્વ સજે તે વીર છે.
સુભટો કાલે ઓળખાશે
યોધરાજોના અખાડામાં.



## પ્રવેશ ત્રીજો:

**અમરકંટકના યોગીરાજ:**

( ગૌડ વનની વાદળ ઊંડી ગહન કુંજોમાંથી નર્મદાનું મનોરમ ઝરણ, જાણે અમરકંટકના હૃદયમાંથી નિર્ઝરતું, વહે છે. ત્ય્હાં–ગિરિ વન ને જલને તીરે એક ગુફા છે. ઉપર વૃક્ષોનાં છત્ર છે, લતાઓનાં તોરણ છે, ફૂલમંજરીઓનાં ઝૂમખાં છે. ફૂલપલ્લવનાં તે તોરણ નીચે ગુફાદ્વારમાં અમરકંટકના યોગીરાજ ઉભા છે, ને જાણે ત્હેમના ચરણારવિન્દમાંથી ફૂટતી હોય ત્હેવી રેવાની જલસેરો ઉછળે છે. કાળાભમ્મર અટાપટાવાળાં વાઘ ને વાઘણ યોગીરાજને બે પડખે લાડતાં હોય છે.

વનઘટાઓમાંથી એક હયસ્વામી આવે છે, ને અશ્વેથી ઉતરી અશ્વને પંપાળી થાબડી વનહરિયાળીમાં રમતો છોડી દે છે. ચોગમ શોધતા–નિહાળતા હયસ્વામી જલઝરણ ઓળંગી ગુફાદ્વારે પધારે છે. )

**યોગીરાજ:** આવ, વત્સરાજ ભરત !
ત્હેં સંકલ્પ કીધો ત્ય્હારથી જ
મ્હેં જાણ્યું હતું કે તું આવીશ.
પધાર, જગતના ચક્રવર્તી !

( આશ્ચર્યાનન્દથી ક્ષણેક ચકિત જેવા ભરતદેવ ક્ષોભ વિસારી યોગીરાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. )

**ભરત:** ( પૃથ્વી ઉપર પડયાં પડયાં )
સાંભળ્યું હતું એથી અધિકું દીઠું.
હિમના શિખર સમોવડું
મ્હારૂં અહમ્ ઓગળી જાય છે.

( નમીને યોગીરાજ ઉઠાડે છે, ને હ્રદય સાથે ચાંપે છે. )

હું ચક્રવર્તી નથી હજી.
યોગીન્દ્ર ! તારો–ઉદ્ધારો–સદ્બોધો;
જીવન્માર્ગનો અમૃતદીવડો આપો.

**યોગીરાજ:** જો આ, પૌરવસૂર્ય !
ઝીણું ઝીણું ઝમઝમતું ઝરણું.
અમરકંટકની આ એકસર નર્મદા છે ?
કે મહાસાગરની બાહુશાખા સમી
ભૃગુ ઋષિના આશ્રમ આગળ નર્મદા છે ?
વત્સરાજ ! જન્મ્યો ત્ય્હારથી જ
તું ભરત, ને તું ચક્રવર્તી.

( ઘડીક વાઘવાઘણ ભણી ને ઘડીક યોગીરાજના મુખડે ભરતદેવ નિહાળે છે તે જોઇને )

ત્હારે ક્ય્હાં એ આશ્ચર્યો છે !
છ વર્ષનો બાલક હતો ત્ય્હારે
પાળતો, પંપાળતો, દાંત ગણતો.
બાલ યોગીઓનાં એ રમકડાં છે રમવાનાં.

**ભરત:** છૂટાંછવાયાં આશ્ચર્યો તો મ્હેં યે દીઠાં છે:
આ તો આશ્ચર્યોની મહાકુંજ છે.
મુખશીર્ષના શ્વેત જટાઝુંડવાળા
અમરકંટકના યોગીરાજ કલ્પ્યા હતા.
અંહી તો યૌવનનો તેજંબાર નિરખું છું:
મુખપ્રભાવથી ચક્રવર્તીનાં રત્નો યે ઝંખવાય છે.

**યોગીરાજ:** ( હસતાં હસતાં )

યૌવન આત્માનું છે કે દેહનું ?
આત્માને જરા અ્હડી
ત્‍હેનો દેહ વ્‍હેલો જરજરશે;
આત્માનાં યૌવન જાળવ્યાં
ત્‍હેનાં દેહનાં યૌવન દીર્ઘ કાળ જળવાશે.
સંસારીઓને આશ્ચર્યો ભાસે છે
અમ યોગીઓની એ નિત્યવસ્તુઓ છે.
આવ, વત્સ ! બેશ શિલાપાટે:
જલ ને ફલાહાર લાવું ગુફામાંથી.

(ભરતદેવ શિલાપાટે વિરાજે છે. યોગીરાજ ગુફામાં જઇ કમંડલમાં જલ ને તુંબીપાત્રમાં ફલ લઇ આવી શિલાપાટે દર્ભાસન ઉપર મૂકી સ્હામા શિલાપગથારે બેસે છે.)

**ભરત:** (આશ્ચર્યથી)
ચેલો યે નથી ? યોગીન્દ્ર !

**યોગીરાજ:** હું ચેલો ને હું ગુરુ.
સંસાર તજી એકાન્ત વાસવો,
ને વળી એકના બે કરવા ?
તું આવે તો ગુરુ સ્થાપું.
ત્‍હારા લલાટપત્રે લખેલું છે,
તું જૂવે તો વાંચે, કે
પૃથ્વીનું વા યોગનું ચક્રવર્તીત્વ ત્‍હારૂં છે.
તું આવે તો, વત્સ !
ગહનતા નિજ ભંડાર ઉઘાડી નાંખે.

**ભરત:** યોગીન્દ્ર ! યોગીજનો એકાન્તને કાં વરે છે ?
જગન્નાથે સરજેલા જગતનો તિરસ્કાર-

**યોગીરાજ:** જગતની ને જગજ્જનોની હાય
યોગીઓથી સુણી–સહી જતી નથી.

(યોગીરાજની આનન્દમુદ્રા ઉપર થઇને એક વાદળછાયા વહી જાય છે.)

**ભરત:** કોયલ ન દેખાય ને ટહુકો સંભળાય:
ફૂલવેલ અણદીઠી હોય ત્હો યે ફોરમ ફોરે:
નિર્જન એકાન્તવાસીઓના યે જીવનપરિમલ
જગતભરમાં એમ ઉડી રહે છે.
પુષ્પો કે નરપુષ્પો છૂપાવ્યા છૂપાતા નથી.
વિન્ધ્યાટવિને વીંધી ઉતરવા અભિલાષ છે.
તે પછી સાગરમાઝા યે ઓળંગીશ.
આર્યાવર્તની સીમા અસીમ કરવી છે.
જીવનનો એક મન્ત્ર આપશો?
જપતો જપતો જાઉં.

**યોગીરાજ:** સૃજનકાલનું પ્રભુવેણુ છે કે
આર્યાવર્તની ને પૃથ્વીની સીમાઓ
એક થશે, વત્સરાજ!
આર્યકુલનો ઇતિહાસ અદ્વિતીય છે,
ને અનુપમ રહેશે કાલના અન્ત સુધી.
શું સંન્યાસીને કે શું ગૃહસ્થને,
યોગીને, ચક્રવર્તીને, કે સ્વયં પ્રભુને,
એક જ છે જીવનનો લક્ષ્ય: લોકકલ્યાણ.
પૃથ્વીનો પગથાર અવિભક્ત છે,
પૃથ્વીવીંટતો મહાસાગર
એક ને અખંડ છે.

દેશદેશના–પ્રજાપ્રજાના ખંડ
પરમાત્માએ પાડેલા નથી;
એ દિવાલો રાજદ્વારીઓએ રોપેલી છે.
સૂર્ય ચન્દ્ર વાયુ કે વર્ષા:
પ્રકૃતિનાં એ મહાસન્તાનો માનતા જ નથી
મનુષ્યમાંડયા દેશવિભાગ કે પ્રજાખંડો.
તું યે સંસારનો સૂર્ય છે;
મનુષ્યજાતિને એક માનજે, એક કરજે:
સારી અવનીનો આર્યાવર્ત બનાવજે.
આત્માની ભૂખતરસથી પીડાતું–પોકારતું,
જા, જગત ત્હારી વાટ જૂવે છે.

**ભરત:** પણ એક જ મહાશબ્દ:
એક જ્યોતિ, એક કિરણ,
અણજાણ્યા માર્ગનો એક ભોમિયો,
જીવનનો એક જન્ત્ર યાચું છું: આપશો ?

**યોગીરાજ:** યોગીજનોએ સંસાર ત્યાગ્યો,
સંસારની વાતો ઝાઝી ન કરે:
પણ સંસારકલ્યાણને વિસારે નહીં.
મહાવનમાં યોગીજન ફરે–વિચરે,
સમાધિમાં ત્હેનાથી વધુ રહે:
બોલે–ઉચ્ચરે ત્હેનાથી ચિન્તન વધુ માંડે.
ત્હારી જગતયાત્રામાં એક મન્ત્ર ગોખજે:

**આત્મસમાસ.**

સંગ્રામજયથી યે અધિકો છે
જયસિદ્ધિનો એ જયમન્ત્ર.

આર્યકુલનો તો એ મહામન્ત્ર છે.
પરગોત્રમાંથી વધૂરત્નો પધારી
આપણા ગોત્રની માતાઓ થાય છે;
હૈયાનાં અમૃતથી આપણાં સન્તાનોને
ધવરાવે છે, ઉછેરે છે:

અન્ય દેશોના ઉત્તમોત્તમને,
અન્ય પ્રજાઓના પ્રમુખ નરરત્નોને
એમ ત્હારા ગણી વર્તજે,
કે પછી ત્હારાંને પોતાનાં ગણી
તે પાળે, પોષે, ને ઉછેરે.
જા, વત્સ ! જા:

પૃથ્વીભરમાં ત્હારો જય છે.
ત્હેં આજે મ્હારામાં સંસાર જગાડ્યો.
જા: વનાટવિ ને ભવાટવિના માર્ગો
ભૂલભૂલામણા છે, ભૂલો પડતો મા.

જગતની ભૂલભૂલામણીમાં
રખે ! બાપુ ! ભૂલો પડતો:
જજે, શર શો, જીવનપન્થે
સીધો, ઇતિહાસને ઘડતો.
નદીનું આ વહે ઝરણું,
કિરણુ ઉતરે પ્રભાવરણું;
સજન ! એ ભાગ્યનું ભરણું:
અમૃતનો ઓઘ જો ! ચ્હડતો.

જગત સુણ ! જો ! પુકારે છે,
શું આવે કો ? હગારે છે !

કરજ એ આર્ય ! ત્હારે છે,
    યુગેયુગને ઉરે ઉડતો.
વરસ એ મેહુલે ત્હારે,
    બીજવ જગને સુધાધારેઃ
જુવે તુજ વાટ ભવઆરે
    ભૂખ્યાંતરસ્યાંના આત્મન્ તો.

**ભરતઃ** (ગદ્‌ગદ્‌ કંઠે પાછા ફરતાં)
આદેશ ! ગુરુદેવ ! આદેશ !
જાઉં છું, જગતમાં પાછો જાઉં છું.
આજે જાણે સ્વર્ગમાં મ્હેં ડોકિયું કીધું.

(હસ્તાંજલિ કરી રહી ભરતદેવ પાછે પગલે જવા માંડે છે.)

**યોગીરાજઃ** તું યોગાશ્રમમાં આવ્યો હોત,
મહાયોગીઓની વિરલ જમાતનો
તો તું ગુરુ થાત.
યોગમાર્ગ ખૂવે છે,
સંસાર તે પામજો !
આર્યાવર્તના કેટલાક રાજકુમારો
જગતમાં જગત્‌ગુરુ થઇ નીવડશે,
યોગીજનોમાં અનાદિની એ યોગવાણી છે.

(ભરતદેવ આઘે જાય છે એટલે ગૌડવન ગજાવતા મેઘનાદ સમા ઉચ્ચ મહાશબ્દે)

**तव वर्त्मनि वर्ततां शिवम्,**
**पुनरस्तु त्वरितं समागमः ;**
**अयि साधय साधयेप्सितम्,**
**स्मरणीयाः समये वयं वयः**

---

# પ્રવેશ ચોથો:

## યોધરાજોનો રંગઅખાડો

( ઉજ્જયિનીના સીમાન્તે સોનેરી વાદળીઓના સમૂહ સમા વિશાળા ને હેમવર્ણા તાડવનની એક વિસ્તૃત કુંજને ધ્વજા પતાકા ને ધનુષ્યબાણનાં તોરણોથી શણગારી છે, વચ્ચે યોધરાજોનો રંગઅખાડો છે. આર્યકુલના ને અવન્તી દેશના નીડર ને અલબેલા સહસ્ત્રાવધિ યોધરાજો, એક દક્ષિણ દિશા ખાલી મૂકી, ત્રિદિશમાં વનમાલામાં ઉતારાના બેઠેલા છે. રંગઅખાડાના કિનારા ઉપર કોઇ વીરાસને કોઇ ધનુષ્યાસને કોઇ શરાસને એમ મગરમચ્છો સમા સુભટનાથો વિરાજેલા છે. મધ્યમાં આર્યકુલના ને અવન્તીદેશના રણધ્વજ, મન્દિરશિખરે ઉડતા ધર્મધ્વજ શા, ઉત્તુંગ લહરતા રોપેલા છે. બન્ને ધ્વજસ્થંભની વચ્ચે, બાંધી બરછીઓના સમૂહ સમોવડા, આર્યસેનાસ્વામી સુભટપતિ ઉભેલા છે. )

**આર્ય સેનાનીઓ:** આર્યકુલનો જય હો !

( મોખરે અવન્તીકુમાર એમ અવન્તીનો સુભટસંઘ પધારે છે. પાછળ પાછળ વ્યાઘ્રામ્બરધારી આવે છે. )

**અવન્તીના યોધરાજો:** અવન્તીનાથનો જય હો !

( એક અવન્તીનો ને એક આર્યકુલનો એમ બે ઉદ્‌ગાતાઓ ઉદ્‌બોધન ભણે છે. )

**ઉદ્‌ગાતાઓ:** જયતુ ! અયિ ! જયતુ ! જગજ્જોધ ! ત્હારા.
કોટિ ભડ વીરના શૌર્ય શું શૌર્ય હો !
કોટિ ગજસિંહના જોમ શું જોમ હો !

કોટિ નરનારની ભક્તિ શી શક્તિ હો !
કોટિ રવિચન્દ્રની કાન્તિ શી કીર્તિ હો !

હસ્તે બલપૂર હો !
પાવલે અભય હો !
નેત્રે સુરઅગ્નિ હો !
ભાલે જયજ્યોત હો !

જયતુ ! અયિ ! જયતુ ! જગજ્જોધ ! ત્હારા.

(ધનુષ્યટંકાર કરીને)

વીરત્વના દૂધના દૂધમલ યોધરાજો !
જાણો છો તે ફરીથી સાંભળો.
પાંચ શરતો આજે ખેલાશે.
ત્રણુજીત્યું દળ રંગઅખાડો જીતશે.
અખાડામાં ઉતરે ત્હેમના યોધધર્મ,
તીરે બેઠેલાના પ્રેક્ષકધર્મ.
આર્યસેનાના ધર્મમૂર્તિ ઋત્વિજરાજ
રંગઅખાડાના મહાઆચાર્ય છે.
ગદાપરીક્ષાથી સમારંભ મંડાશે.

(બે આર્યયોધ ને બે અવન્તીયોધ, સરોવરમાં તરતા નાવડા શા ઉલ્લાસલહરે લહરતા, રંગઅખાડામાં ઉતરે છે. વજ્રધન્વા આર્યયોધને ને વ્યાઘ્રામ્બરધારી અવન્તીયોધને બિરદાવે છે.)

**સુભટપતિ:** શામળા શિલાદંડ શાં ઉભેલાં
આમલીનાં થડ છે પેલાં ચાર:
એક ગદાપ્રહારે ભાગવાના છે.
યોધરાજના બાહુબલના વજ્રપાત પારખશે તે.

( ગદાઢગની પદવન્દના કરી આર્ય યોધમલ્લ એક મહાગદા ઉપાડી, વાયુખંડમાં પટા ફેરવી, દઢ પગલે જઈ એક થડસ્થંભને મારે છે, ને પાડે છે. )

**પ્રેક્ષકવૃન્દ:** શાહૂબાશ.

( અવન્તીયોધ ગદા લઇને દોડે છે, જઇને થડને મારે છે. થડ ડોલતું યે નથી. )

**અવન્તીના સેનાનીઓ** :( મશ્કરીમાં હસતાં હસતાં ) શાહૂબાશ.

( બીજો આર્યયોધ યોધરાજોને વન્દના વન્દી મહાગદા ફેરવતો થડમાલાએ જાય છે, ને દઢ પ્રહારે થડને પાડી ત્રણ કટકા કરે છે. )

**પ્રેક્ષકવૃન્દ:** શાહૂબાશ, યોધરાજ !

( અવન્તીનો બીજો યોધમલ્લ ઋત્વિજરાજને વન્દન વન્દી, મહાગદા પારખી, ઉપાડી, સુસ્થિર ડગલે જઇ, એકલઉભા થડદંડને વજ્રપ્રહારે ચૂર્ણ કરે છે. )

**સર્વ પ્રેક્ષકગણ:** ધન્ય હો ! એ સુભટનાથની મન્દારમાલા.

**ઉદ્ગાતા:** અવન્તીનાથનો જય હો !

( વ્યાઘ્રચર્મધારી નિજ વ્યાઘ્રામ્બર સંકોરે છે. )

ચાર તાડથંભે છોલ્યાં નાળિયેર છે,<br>
ચક્ર છોડી યોધરાજે છેદવાનાં છે.

( બે આર્યયોધ ને બે અવન્તીયોધ રંગઅખાડામાં ઉતરે છે. આર્યયોધ નેમ લઇ ચક્ર છોડે છે, થડને અથડાઇ પડે છે. પ્રેક્ષકવૃન્દ હસે છે.

અં. ૨, પ્ર. ૪, પા. ૮૮

અવન્તીયોધ તીરછી દૃષ્ટે તાડમાલા નિરખી રહી ચક્ર છોડે છે, ને થડને છેદે છે. પ્રેક્ષકમેદની અવાક્ રહે છે.

બીજો આર્યયોધ સુભટપતિના આશીર્વાદ લઇ દક્ષતાથી લક્ષ્ય સાંધી ચક્ર છોડે છે; નાળિયેરને મધ્યમાંથી છેદી ઉપરની અર્ધ ખોપરી ઉડાડે છે. નીચેનું અર્ધ ફળ તાડથડની બેસણીએ જ બેસી રહે છે.)

સકલ પ્રેક્ષકગણ: ધન્ય હો! યોધરાજ! ધન્ય હો!

(બીજો વિશાલાક્ષ અવન્તીયોધ આગમાં બીડો ભરતો નેમ લે છે, ને નેમ લેતાં લેતાં પગ લપસ્યે અંગુલિ ઉપરથી ચક્ર પડી જાય છે.)

ઉદ્ગાતાઓ: આર્યકુલનો જય હો!
હવે સાંગપરીક્ષા મંડાશે.
લીમડાના થડમાં મારો, યોધરાજો!
ને વીંધો સકલ સ્કન્ધબલથી.

(યોધચતુષ્ટય રંગઅખાડામાં ઉતરે છે. એક આર્યયોધ શિલાભારે લોહસાંગ ઉપાડે છે; ઉપાડતાં સાંગભાર નીચે ચાપ શી દેહ નમી જાય છે. સાંગ ઉપડતી નથી, પ્રેક્ષકમેદની હસે છે. અવન્તીયોધ આવી આર્ય યોધને છોડાવે છે, ને એ જ સાંગ ઉપાડવા મથે છે, પણ ઉપાડી ઉપડતી નથી.

આર્ય યોધરાજ મહારથી, સુભટપતિને વન્દન વન્દી, એ જ લોહસાંગ સ્કન્ધકુંચી ઉપાડી જઇને નીંબવૃક્ષના થડને મારી આરપાર વીંધે છે.)

પ્રેક્ષકવૃન્દ: ધન્ય હો! સુભટરાજને ધન્ય હો!

( બીજો અવન્તીયોધરાજ સાંગ ઉપાડી વૃક્ષથડે જઇ સાંગ ફેંકે છે, પણ સાંગ વૃક્ષરાજના થડભાગમાં જ ભોંકાઇ થંભે છે. )

**ઉદ્દગાતાઃ** આર્યકુલનો જય હો!

( આય સેનાનીઓ ઉત્સાહમાં ડોલે છે, અવન્તીના યોધરાજોને ઝાંખપની છાયા ચ્હડે છે. )

હવે રથ પરીક્ષા થશે.
પાણીપન્થા, પવનવેગી,
વીજળીધાવત, મનઉડન્તા,
અશ્વરાજો અવનીને ઓળખાવો.
ચૌદ પળનું ચોઘડિયું છે પ્રત્યેકને.

( એક આર્ય રથી રાતા અશ્વરાજોના મહારથને ખેડે છે. અશ્વરાજો અધ્ધર ઉડતા શા વિચરે છેઃ રથધ્વજ તો જાણે અન્તરિક્ષચીરતી મહાકટાર શો સોહાય છે. લોકસંઘ કુતૂહલ-લોચને નિરખે છે.

પછી અવન્તીનો રથી અટાપટા અશ્વરાજોને રથે રંગઅ-ખાડો ખેડે છે. બે પળ પછી અશ્વરાજો ઝાલ્યા રહેતા નથી.

બીજો આર્યરથી દૂધન્હવરાવેલા શ્વેત અશ્વરાજજોડેલો રથ ખેડે છે. અશ્વરાજોનાં ડોક લંક પદ પગલી જલનૌકાના અવ-યવો સમા ડોલે છે, ને વેગ પાણીના પૂર શો ઉછળે છે. )

**સભામંડપઃ** શા ઘોડા ને શો રથી!
ધન્ય હો! ધન્ય હો!

( અવન્તીકુમાર ઉઠી કવચટોપ ઉતારે છે. મહામલ્લની આંખે એક મીટમાં રંગઅખાડાને માપી-ભરી પી જાય છે. )

અં. ૨, પ્ર. ૪, પા. ૯૦

**અવન્તીકુમાર:** સૂત ! મારૂતરથ લાવો મ્હારો,
પર્ણવર્ણા અલકાના અશ્વરાજે વાળો:
મધ્યદેશના રણુધ્વજથી સોહામણો.

( પર્ણવર્ણા અલકાના અશ્વરાજજોડયો અવન્તીકુમારનો વ્યાઘ્રચર્મમઢેલો મારૂતરથ થનગનતે અશ્વે આવે છે. સુભટ-પતિની સમીપે જઇ અવન્તીકુમાર કરસંપુટમાં કરસંપુટ સંમેલે છે, ઋત્વિજરાજને વન્દન વન્દે છે. પછી સમસ્ત સભાસંઘને નમન નમી, અશ્વરાજોને હેતને હાથે પંપાળી, રેનદોરી લઇ, રથે ચ્હડે છે. થનગનતા ઘોડાઓ રથને થનગનાવે છે, ચાર પળમાં એ અશ્વરાજો પવનવેગે ઉડે છે; ધરતીને જાણે રથચક્ર અડતાં જ નથી. રણુનટડી શો રથ ફૂદડી ફરે છે, ને શીષ-મુગટ શો અવન્તીકુમાર ગાથે સોહે છે. )

**આર્યસેનાનીઓ:** ધન્ય હો ! અવન્તીકુમારને ધન્ય હો !

**સભાસંઘ:** અવન્તીકુમારને ધન્ય હો ! (પડઘો ઝીલે છે.)

( અશ્વશિરની ન્હાની કિરીટપતાકાઓ જાણે પતાકાપરીઘ શી ભાસે છે; અશ્વપીઠની કલગીઓ જાણે કલગીમાલા શી ડોલી રહે છે; અવન્તીકુમારનો મુગટ અન્તરિક્ષે કાંચનચક્ર રચે છે.

મુહૂર્ત વીત્યે રથ થંભાવી, સર્વવિજયી વિજેતા શા રંગ-અખાડાને નિરખતા અવન્તીકુમાર રથેથી ઉતરે છે. રથરશ્મિ-ઓ સૂતને સોંપી, અશ્વરાજોને ધન્યવાદે થાબડી, રંગઅખાડાને ને સુભટનાયકોને નમી, ટોપકવચ પહેરી લે છે. સાગરની લહરી મોજાં મોજાં ઉપર ઉછળતી—ઝીલાતી ક્ષિતિજપાર જાય તેમ અવન્તીકુમાર માટેની જયઘોષણાની લહરી ક્ષિતિજપાર ઉડતી ઉજ્જયિનીમાં જઇ ઝીલાય છે. )

**ઉદ્ગાતાઓ:** અવન્તીકુમારનો જય હો !

**વ્યાઘ્રામ્બરધારી:** અવન્તીના અશ્વો તો જાણે વીજળીજાયા.

**મહારથી:** ખરું: જરૂરના છે એ વીજવેગી અશ્વરાજો:
જયસ્વામીઓથી ભાગી જવાને કાજે.

( વ્યાઘ્રામ્બરધારી ભ્રુકુટિનું કોપચાપ ચ્હડાવી નિહાળી રહે છે. )

**ઉદ્ગાતા:** બે પરીક્ષાઓ આર્યવંશ જીત્યો,
બે પરીક્ષાઓ અવન્તીદેશ જીત્યો.
એક મહારથના બે અશ્વદેવ સમા
સરખા છે ઉભય યોધસંઘ.
હવે છેલ્લી પરીક્ષા છે આજની,
લક્ષ્યવેધી શબ્દબાણુની.
પેલા લતામંડપની લતાઝૂમો માંહી
માટીની ચકલી ચીં ચીં કરતી ઉડશે:
એને હૈયામાં વીંધવી ને પાડવી.
અવન્તીકુમાર લતામંડપના ન્યાયરાજવી છે.

( અવન્તીકુમાર દક્ષિણાદા લતામંડપ સમીપે સિધાવે છે. સિંહ સરિખડા યોધરાજો અખાડામાં ઉતરે છે. આર્યયોદ્ધ સુભટપતિની ચરણુવન્દના કરે છે, ચાપને પણુછ ચ્હડાવે છે, બાણુ સાંધે છે. લતામંડપમાંથી ચકલીનો ચીંચીંકાર સુણી બાણુ છોડે છે. અવન્તીકુમાર લતામંડપમાં જઇ એક પીંછું ખરેલી ચકલી ને પીંછું લાવી દાખવે છે. સભાજન મૂક રહે છે.

વ્યાઘ્રામ્બરધારીને અવન્તીયોધ વન્દે છે, વ્યાઘ્રામ્બરધારી એ યોધરાજને બિરદાવે છે. બાણુ યોજી, ચીંચીંકાર થમે, શર

છોડે છે. લતામંડપની લતાડાળીને છેદી શર ભાગીને લતા-મંડપની બહાર પડે છે. ઉભય સેનાઓ હસે છે.

બીજો આર્યયોધ આર્યધ્વજની નિકટ જઇ ધૂલિ શિરે ચ્હડાવે છે, એ ધૂલિથી હાથ પાવન કરે છે. ધનુષ્યટંકાર ગજાવી, પણછ ચ્હડાવી, મહાશર સાંધે છે. સઘળું શમશમાકાર શાન્ત થાય છે. લતામંડપ મંહીથી ચીં ચીં શબ્દ સાંભળી ક્ષણેક લક્ષ્ય ધારી બાણ છોડે છે. નાગ સરિખડું સુસવાટા મારતું બાણ લતામંડપમાં પ્રવેશે છે. અવન્તીકુમાર લતામંડપમાં જઇ શરવીંધી ફ્લફ્લટકતી શી ચકલી લાવી ઉત્સુક પ્રેક્ષકવૃન્દને દાખવે છે. )

**અવન્તીકુમાર:** ધન્ય હો ! એ સુભટરાજને ધન્ય હો !
રસિક જેમ રસિકાને દૃગબાણે વીંધે
તેમ ચકલીનું હૈયું જ વીંધ્યું છે.
યશવર્તિની અવન્તીનો યોધરાજ હશે એ ?

**આર્યસંઘ:** આર્યકુલનો જય હો !
( અવન્તીના યોધરાજો ઝંખવાય છે. )

**અવન્તીકુમાર:** મહાજગતૂંની દિશાદિશાઓમાં
આર્યકુલની અનન્તવાહિની કીર્તિ
ચાપોત્કટોના શરચાપની જ પાંખે
ઉડે છે કે શું ?

**સુભટપતિ:** વીરત્વનાં મહાકાવ્યોમાં યે
આર્યોનાં યશોગાન છે જ:
પણ આર્યકુલના અક્ષય કીર્તિલેખ તો
આર્યત્વમન્ત્રોની વેદસંહિતાઓ જ છે.

ભરતદેવ દેહના રાજવી નથી,
આર્યકુલના ઉરના રાજવી છે:
દેશદેશના દિલના રાજવી છે.

(બીજો અવન્તીયોધ આવી બાણુને પણછ ચ્હડાવતાં એક ચાપ ભાગે છે. બીજું ચાપ ચ્હડાવી, ચીં-ચીંકાર સંભળાયે, બાણ છોડે છે. લતામંડપની લતાઓમાં બાણ અદૃશ્ય થાય છે. લતામંડપમાં જઇ ક્ષણેક પછી બાણલટકતી પાયવીંધી ચકલી લાવી લોકસંઘને દાખવે છે.)

**અવન્તીકુમારઃ** પાય વીંધ્યો છે, હૈયું નહીં;
આંખ ને કાન વચ્ચેનો
બે તસૂનો ફેર પડ્યો.

**સુભટપતિઃ** એટલો તો પવનલહરી યે પાડે;
શરને એટલું તો ગિન્નાવે.
અવન્તીયોધની નેમ સાચ્ચી હતી.

(યોગમથી ઉંતરતા પૂર જેવા યોધરાજો રંગઅખાડામાં ઉભરાય છે. વિજેતા યોધરાજોને માથે ઋત્વિજરાજ મન્દારમાલાઓ ધરાવે છે.

સુભટપતિ ને અવન્તીકુમાર જતી વેળા પરસ્પરને વીરવન્દના કરે છે.)

**અવન્તીકુમારઃ** પરસ્પરના ગુણ પારખ્યા આપણે.
આર્યો આવા મહાશય હોય,
અનુભવથી તો આજે જ જાણ્યું એ.

**સુભટપતિઃ** સજ્જનોનો સમાગમ એટલે જ

અં. ૨, પ્ર. ૪, પા. ૯૪

પરસ્પરના ગુણોની પારખ ને લેવદેવ.
આપ પણ આર્યગોત્રી જ છો.

**ઋત્વિજરાજ:** અવન્તીના યોધરાજો યે
હાર્યા જીત્યા જેવા છે.
અવન્તીનાથને આમ વીરવન્દના કહેજો:
કહેજો મધ્યદેશમાં યે નરપુંગવો છે.

**સુભટપતિ:** બોલો, સહુ યોધરાજો!
ધર્મયુધ્ધનો જય!

**સકલ સેનાનીઓ:** ધર્મયુદ્ધનો જય!

(સેનાનીઓ ને લોકસંઘના જયનાદથી તાડવનનાં મહા પાંદડાંઓ ડોલી ઉડે છે. વેરાતા સુભટો ઉપર અને સ્થિતપ્રજ્ઞ લહરતા આર્યકુલના ને અવન્તીદેશના રાજધ્વજો ઉપર પૂર્ણિમાનો ચન્દ્રદેવ કિરણો વરસાવતો ઉગે છે.)



## પ્રવેશ પાંચમો:

### ગંગાદ્વાર

(ગંગાદ્વારની એક અન્ધારગુફાને વિશાલ દ્વારે બે અન્ધારમૂર્તિ પ્રચંડ દસ્યુઓ દ્વારપાલ ઉભા છે. ગુફાના ગિરિ-ઢોળાવ ઉપર વનકુંજમાં મેઘાડમ્બર શા સઘન ઘટાઘેરાવે ને કાલજૂની લટકતી જટા શી વડવાઇએ શોભતો વડલો છે, ને વડલાછાયે ભીષણમન્થા વડડાળખીથી પંખો ખાતી એક ડાળીને અઢેલી ઉભી છે. ગુફા ફરતી પાણીની ભૂલભૂલામણીની કુદરત-ગૂંથી જાળ પથરાયેલી છે, ને મંહી લાંબા ઘાસ ને ઉચ્ચાં નેતરજૂથ ઉગ્યાં છે. મેઘલી અમાસની અન્ધારી રાતની કાલિમા સર્વત્ર આચ્છાદાયેલી છે. સર્વે મૂક છે. પાછળ આઘે મહાસાગર લહરતો દેખાય છે.

વડડાળખીએ પંખો ખાતી ભીષણમન્થા કુંજઢોળાવેથી ઉતરી ગુફાદ્વારમાં જાય છે. ઉપર કુંજમાં એકાએક દીપમાલા પ્રગટે છે, ને વડની ડાળીડાળીમાંથી દેવાંગના ઉતરે છે: નીચે પલ્લવપથારીમાં પોઢેલી વસુન્ધરાને કમલપત્રથી પંખો નાંખી ગીત ગાતાં ગાતાં ઉઠાડે છે.)

**દેવાંગનાઓ:** ( આશ્વાસનનું ગીત ગાય છે. )

પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.
ધીરાં હો ! ધીરાં, હૈયાં શાં, વાગે,
જગમાં પડે પડછન્દ:
ધિનિકિટ ધિનિકિટ મધુરાં શાં ગાજે
આયુષ્યના આનન્દ:

પેલા અભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

( સૂતેલી વસુન્ધરા, થાકયા જેવી, એક દેવાંગનાને અઢેલી બેસે છે. )

ઉર–ઉરને આમન્ત્રણ આવે,
ચાલ સખિ ! દેવદ્વારઃ
પ્રેમનો પારાવાર ડોલે ત્‍હાં,
પૃથ્વીમાં સ્વર્ગ ઉતારઃ
પેલા આભઝરૂખે અભંગ
સજની ! સ્વર્ગનાં વાગે મૃદંગ.

( એક દેવાંગનાનો ખભો ટેકવી લથડતી શી વસુન્ધરા ઉલીભી થાય છે. લતામંડપેથી દિશદિશમાં લટકતી પ્રફુલ્લે નવરંગ વેલીઓ શી દેવાંગનાઓ ફરતો ઘેર રચે છે. )

**વસુન્ધરાઃ** ( પ્રાકૃતિક વીરત્વનો પ્રયત્ન કરતી )
કય્હાં છે મ્હારાં બાણચાપ ?
( હાંફતી હાંફતી )
લાવો, દેવાંગનાઓ ! મ્હને આપો એ,
દિશાઓ ! મ્હને દાખવો એ.

( થાકથી થાકી ગયે ઉભરો ઉતરવાં )

અવન્તી ! કય્હાં એ મ્હારી અવન્તી !
લક્ષ્મીમ્હોરી ને સરસ્વતીશણુગારી,
ને કય્હાં આ અન્ધકારની ગુફાઓ ?
કય્હાં એ પૂર્ણિમા ? કય્હાં આ અમાસ ?
ત્‍હાં મ્હારા જીવનનો દિવસ હતો,

અહીં મ્હારા જીવનની રજની છે.
ક્ય્હાં એ શિપ્રાના સ્ફાટિક ઘાટ?
ક્ય્હાં એ મહાકાલેશ્વરની સાયંઆરતી?
ક્ય્હાં એ ગન્ધવતીની જલક્રીડા?
ક્ય્હાં એ મણિમંડિત પુષ્પપરિમલિત
સૌન્દર્યયૌવનને કુંકુમપગલે સુહાતી
હવેલીઓ ને રાજપ્રાસાદોની હર્મ્યસ્થલિઓ?
ક્ય્હાં એ પુણ્ય ને કલ્યાણના ક્યારા,
ને ક્ય્હાં આ અઘોર એકાન્ત?

એક દેવાંગનાઃ આકાશની ગુફાઓ યે એવી છે.

બીજી દેવાંગનાઃ વિમાન તેડાવ્યું છે, આજે આવશે.
પૃથ્વી નક્ષત્રી થઇ હશે,
રાજકુમારીને દસ્યુપાશમાંથી કો નહીં છોડાવે,
તો અમે ઉપાડી જઇશું આજે
સોહામણા સ્વર્ગને આંગણે
અમારી દેવપાંખો ઉપર.

ત્રીજી દેવાંગનાઃ ચન્દ્રાનન સરોવરના ચન્દ્રમહેલ કરતાં
મહાવન ક્ય્હાં ઓછાં અઘોર છે?

વસુન્ધરાઃ એ જ ભૂલ ખાધી, દેવકુમારિકે!
મ્હારાં આપણાણું ઉતારી
મહાવનના એકાન્તે આડવી સંચરી.
ને ત્રિલોકના પરમ સુભટદેવને યે
મહાવનમાંથી જતો જવા દીધો.

અં. ૨, પ્ર. ૫, પા. ૯૮

ભરતદેવ ! ત્હમારી અપરાધણ છું.
અવન્તીકુમારીની સરોવરકુંજોમાં
કોઈ યે મૃગયા કેમ ખેલે ?
એ અતિભાવથી ત્હમને અપમાન્યા,
સ્નેહને અવગણી જવા યે દીધા.
પ્રેમપાશે રોક્યા હોત,
કીકીમાં પૂરી રાખ્યા હોત,
ચન્દ્રમહેલમાં કેદી કીધા હોત,
તો દિશાઓ ગાજે છે જેની હાકલથી,
સહ્યાં જતાં નથી જેનાં યશોગાન
ઈર્ષ્યાળુ અવનીપતિઓથી,
તે રાજમુગટ વીરવીરેન્દ્ર
મ્હારી ઢાલ થઇ ઉભત.
દસ્યુઓ એટલા પ્રારબ્ધી:
મ્હારાં એટલાં પ્રારબ્ધ ઓછાં.
ગંગાદ્વારનાં તીર્થ કરવાં યે
આમ સરજ્યાં હશે મ્હારે.

( સહિયરને સ્કન્ધે લટકી ટહેલે છે. નીચે ગુફા ફરતાં અન્ધારપછેડા ઓઢી કેટલાક માણસો આવી પત્થરશિલાઓ શા અડોલ ને અવ્યય સ્થપાઇ બેસે છે.)

આભમાંથી તારાઓ વીણી વીણી
મ્હારે ઓઢણીમાં ગૂંથવા હતા;
ભરતદેવ ! ત્હારો સ્નેહ પામવો
એટલો અઘરો ને અણુમૂલો છે.

એક દેવાંગના: ચન્દ્રમા આઘો ઉડે છે,
પણ આંખમાં આવી વસે છે.
વસુન્ધરા ! ઉપનિષદોને ભૂલી કે શું ?
આઘેમાં આઘે, પણ પાસેમાં પાસે.

વસુન્ધરા: એ તો પરમેશ્વર,
નહીં કે પ્રીતમદેવ.

બીજી દેવાંગના: ત્હારા પ્રીતમને પરમેશ્વર માન,
એટલે ઋચા સાચી પડશે.
સૂર્યના મનોવેગી પ્રકાશ શો
અધઘડીમાં આકાશો ઓળંગી આવશે.
ભરતદેવને તું ઓળખે છે ?

વસુન્ધરા: હું મ્હને ઓળખું છું,
હું ત્હમને સહુને ઓળખું છું,
ભરતદેવને એથી અધિકા ઓળખું છું.
જાણુ થશે કે આવી ઉભશે અંહી.
આર્યદેશે ઉગેલા સૂર્યનારાયણને
કોણ ન ઓળખે ?
યુગયુગના યુગધર્મ શીખવનારને
કોણ ન પિછાને ?
ગગનની ઝાલરે ઝાલરે
આલેખેલા છે એના તો નામાક્ષરો:
આંખ ઉઘાડે તે વાંચે.
મ્હારા ઉરસિંહાસને વિરાજતો પ્રભુ,
મ્હારા કીકીમંડળે નાચતો નટવર,
એને યે હું ન ઓળખું ?

અં. ૨, પ્ર. ૫, પા. ૧૦૦

**ભીષણમન્થાઃ** (ગુફાદ્વારમાંથી બહાર આવીને)
મહાગુફા સજ્જ છે
પદ્મણીના નરમેધને કાજે.
વડલે વાંદરાં ઉભરાય એમ
ઉભરાશે હવે અંહી દસ્યુપરિવાર.
પદ્મણીને તેડી લાવું ગુફામન્દિરે.

(ભીષણમન્થા કુંજચ્હડાવે ચ્હડે છે. ભીષણમન્થાને આવતી નિરખી દેવાંગનાઓ વડલામાં અલોપ થાય છે, ને પાછળ અન્ધકાર મૂકી દૈવી દીપમાલા હોલવાઈ જાય છે.

લાંબા વાંસસ્થંભને આધારે જલભૂલભૂલામણીનાં વ્હેણ કૂદતો—ઓળંગતો દસ્યુસંઘ દિશદિશમાંથી આવી ગુફાદ્વારે ઉભ-રાય છે, વનનાચ માંડે છે. )

**એક દસ્યુ:** અહ્યો ! દાદો આવ્યો છે.

**બીજો દસ્યુ:** દાદો તો દુઃખ ટાળશે.

**દસ્યુસંઘ:** હો સોમદેવ ! આથમી મા જઈશ,
કે ભરતી ડોલે ભલી રેઃ
હો સોમ ! ત્હને પોપચેથી પીશ,
કે ભરતી ડોલે ભલી રે.

હો સોમ ! ત્હારાં કિરણોનાં બાણ,
કે ભરતી ડોલે ભલી રે;
હો સોમ ! એ તો વીંધે પંચ પ્રાણ,
કે ભરતી ડોલે ભલી રે.

(એક ભવ્યમૂર્તિ દાદો ને એ દાદાનો સાગરીત બે ગુફામાં જાય છે; દસ્યુકુલ ત્હેમને પાયે લાગે છે.)

ભીષણમન્થા: જગતની એ પદ્મણી !
એ ઘડીનાં ઘડિયાળાં વાગે છે
કે જ્યહારે જીવ ને કાયા જૂદાં પડે છે.
ગંગાદ્વારનો ઉદ્ધાર આઘો નથી.

વસુન્ધરા: એકનાં મૃત્યુથી અનેક ઉગરતાં હોય
તો એકે મરવું જ જોઇએ.
એક આર્યાના બલિદાનથી
દસ્યુકુલ ઉદ્ધરશે આજે.
આર્યત્વને એથી અધિકું વ્હાલું શું ?
ચાલો, હું સજ્જ છું યજ્ઞમાં હોમાવા.
હુતાશ તો સુપ્રોજ્જ્વળ છે ને ?

ભીષણમન્થા: મહાગુફા યે સજ્જ છે
પદ્મણીના નરમેધને કાજ.

(બન્ને ઉતરવા માંડે છે. ઉપર પણ શિલાઓ જેવા કૂટસ્થ અન્ધારપછેડા ઓઢેલા માણસો આવી ઠામઠામ સ્થપાયા છે, નીચે ગુફાદ્વારે દસ્યુઓનો વનનાચ ચાલતો જ હોય છે.)

દસ્યુસંઘ: હો સોમ ! ત્હારી ચન્દનીને તીર,
કે ભરતી ડોલે ભલી રે:
હો સોમ ! હું તો પ્રેમનો અમીર,
કે ભરતી ડોલે ભલી રે.

અં. ૨, પ્ર. ૫, પા. ૧૦૨

હો સોમ ! ત્હારા મણિથી જડાવ,
કે ભરતી ડોલે ભલી રે;
હો સોમ ! મ્હારી મહારાણી લાવઃ
કે ભરતી ડોલે ભલી રે.

( હારે હારે ચાલતી પૂર્ણિમા ને અમાસ સમોવડી વસુન્ધરા ને ભીષણમન્થા નીચે ગુફાચોકમાં આવે છે. )

**અઘોરનાથઃ** જળદેવના ઘોડાઓ ! નિરખો
નરમેધના મહોત્સવની મહારાણી.

( વનનાચ અટકે છે. દસ્યુસંઘ વસુન્ધરાના ઝળહળતા વર્ચસ્દર્શને દર્શનમુગ્ધ થાય છેઃ કોઈક દંડવત પ્રણામ કરે છે.

ત્ય્હાં ગુફાઘુમ્મટની એક મહાશિલા એક દસ્યુમાથે ઉપરથી પડે છે. )

**ભીષણમન્થાઃ** દેવી કોપ્યાં છે, મ્હારા વરૂઓ !
પદ્મણીના નરમેધે ધરપાશે !

( ગુફા ઉપરથી બીજી મહાશિલા પડે છે. દિવાલો કમ્પે છે, સારી યે ગુફા ધ્રૂજે છે. )

**ગુફામાંથી ઘોષણા**: મ્હારે નરમેધ નથી જોઇતો.

( ગુફાનો ઘુમ્મટ પડે છે. )

**અઘોરનાથઃ** તો પદ્મણી નહીં ન્હડાવિપે, મા !

( દાદાનો સાગરીત ધૂણતો ધૂણતો ગુફામાંથી આવે છે, પાછળ વિશાલાક્ષ દાદો પધારે છે )

**દાદોઃ** ભૂલી ગયા ? પૂર ન્હડી
પૂત્રોને તાણી ગયાં તે ?
ભૂલી ગયા ? પુત્રીઓને
મધ્ધરો પી ગયા તે ?
ભૂલી ગયા ? સાગરભરતીમાં
સંઘ ખેંચાઇ ગયા તે ?

( ધીરે ધીરે આખી યે ગુફા પડે છે, ઉપરનો વડલો લચી—નમી જાય છે. )

**અઘોરનાથઃ** મ્હારી પુત્રી ગઈ.

**ભીષણમન્થાઃ** મ્હારો પુત્ર ગયો.

**દાદોઃ** જૂવો ! ગુફા જમીનદોસ્ત થઈ.
શિલાઓ માત્ર પાછળ રહી.
શિલાઓ ! ફાટો, ને માણસ થાવ—

( શિલાઓ ફાટી મંહીથી આર્ય ચોધરાજો નીકળે છે. )

**ભીષણમન્થાઃ** આ નવો દાદો તો મહાજાદુગારોઃ
જાણે દેવનો દીકરો.

અં. ૨, પ્ર. ૫, પા. ૧૦૪

દાદાઃ અઘોરનાથ ! ભરતી નહીં ઉભરાય,
પૂર નહીં છલકાય કાંઠા બ્હાર,
મધ્ધર નહીં મારે આજ પછી.

ભીષણમન્થાઃ અમારૂં એ જ વીનવણું છે;
અમારાં બાલકોનો ઉદ્ધાર.

દાદાઃ અન્યનાં બાલક ઉદ્ધારશો,
તો જ ત્હમારાં યે ઉદ્ધરશે.

( વજ્રધન્વાને )
વજ્રધન્વા ! શરધારાઓ વરસાવો,
વેલુબન્ધ વીંધો પેલો,
જલપૂરનો કોટ થઇ ઉભેલો.
અખંડ વહેવડાવો ભાગીરથીનાં પાણી.
સંગમબ્હારૂં ખુલ્લું કરો
ભાગીરથી ને મહાસાગરનું.

અઘોરનાથઃ ભાગીરથી ન ઉભરાય—

( બાણધારા વરસાવી વજ્રધન્વા વેલુડાંડો તોડે છે; ભાગીરથી સાગરમાં વહેવા માંડે છે; પૂર ઉતરે છે; પટ ગંકોરાય છે; ફરતી પથરાયેલી—વેરાયેલી પાણીની ભૂલભૂલામણી મટી એકપટ ગંગાનદ થાય છે. દાદાને બધો દસ્યુસંઘ ચરણવન્દના કરે છે. )

દસ્યુઓનો મુખીઃ આ તો અજબ જાદુગારો !
નદીને કહે આમ જા,
ને દરિયાને કહે આમ કરઃ

ને નદી ને સાગર એનાં કલ્યાં કરે !
અજબ, બાપજી ! અજબ છો અવની
બીજો એવો નથી દીઠો.
પરમેશ્વર એવો હોય તો ભલે.

( દસ્યુસંઘ હસ્તાંજલિની પ્રક્ષિપ્ત કરી ઉભો રહે

વજ્રધન્વા: ઓળખો છો એ કોણ છે ?
આર્યાવર્તમાં ઉગેલો સૂર્ય, ભરતદેવ.

અઘોરનાથ: સૂરજ સ્હામે તે કાંઇ થવાય ?

ભીષણમન્થા: સૂરજ તો અજવાળાં કરે ને ?

ભરતદેવ: અઘોરનાથ ! ભીષણમન્થા !
જલદેવતાનાં બહાદુર સન્તાનો !
અગરચન્દનનાં બારણાં પાડવીશ,
દેવીનું નદમન્દિર ચણાવી સ્થાપના કર

( ભીષણમન્થા વસુન્ધરાને બ્હાંય ઝાલી તેડી લાં
સ્વપ્નામાં ચાલતી જેવી વસુન્ધરા આવે છે.)

ભીષણમન્થા: લે, બાપજી ! ત્હારી પત્રણી.

અઘોરનાથ: ગંગાદ્વારના દસ્યુસંઘને
નરમેધના શપથ છે આજથી.
દસ્યુઓ ત્હારા દાસ છે, દેવ

અં. ૨, પ્ર. ૫, પા. ૧૦૬

**ભીષણુમન્થા:** અમે તો ત્હારી પૂજા માંડશું, દાદા !

**ભરતદેવ:** નહીં, સાગરનાં સન્તાનો ! કદી નહીં:
મનુષ્યપૂજા ન હોય મહીતલમાં.
પૂજા પ્રભુની, કે પ્રભુના અંશની.
જેનાં કિરણે સાગર સળકે છે,
ઉભરાય છે ને ઓસરે છે,
અમૃતનાથની એ સોમપૂજા જ શોભે
સાગરહૈયે રમન્તાં જલઘોડલાંઓને તો.
તીર્થવાસીને મા પજવશો,
એટલી મ્હારી આણ માનજો.

( ભરતદેવ ને વસુન્ધરા અન્યોન્યને ઓળખી પરસ્પરની આંખોમાં જ ઘડીક અનિમિષ નિહાળી રહે છે. એ નયનદોરે નટવર શા કંઇ કંઈ ઉરભાવ નાચી જાય છે. ઉભય અવાક્ છે, ઉભય ગતિભૂલ્યાં છે. )

**ભરતદેવ:** ( થોડીક વારે આત્મભાન પાછું જાગતાં )
સુભટપતિ ! પૃથ્વીની પદ્મણીને,
અવન્તી દેશની રાજલક્ષ્મીને
અવન્તીનાથને જઇ સોંપી આવો.
કહેજો, અવન્તીયશ તે પૌરવકીર્તિ છે.

**વસુન્ધરા:** (પલકપલકે ભરતદેવ ભણી, ઉડતી ચકલીની પાંખ સમી, મીટ ભરી લેતી ને સાળુની સેંથીકોર સંકોરતી સંકોરતી સ્વગત )
એમ થતું હતું કે

કોણ જાણે શું યે કરશે.
હાશ, હવે અવન્તી જવાશે.

( આર્યસુભટો વસુન્ધરાને લઇ ચાલવા માંડે છે ત્હાં અન્તરિક્ષને વડલેથી દીપમાલા પ્રગટે છે, ને દેવાંગનાઓ પ્રત્યક્ષ થાય છે, ને ભરતદેવને દેવફૂલડે વધાવે છે. ભરતદેવ જયસ્થંભ શા અડોલ સ્મિતમુદ્રાએ ઉભેલ છે. )

દેવાંગનાઓ: રાજરાજેન્દ્રનો જય હો !
છે, ને ઉઘાડશો આપનાં
રસરાજવીનાં એ રસલોચનો ?
ને નિરખશો તડફડતી પ્રેમપંખિણીના
ઉડતા ને ઉછળતા એ ઉરભાવ ?
પ્રેમદાના પ્રેમને પુરુષો પિછાનશે ?
કે નહીં પારખે કદી યે ?

પીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે કે ચાર.

આભકાંઠે ઉભા જગ કરો છો ઝાકઝમોર:
એક એને નહીં ઉજાળો ? અમૃતના ચોર !
આપ ચન્દ્રદેવ, એ ચતુરા છે ચકોર.

આડું જૂવે, પાછું જૂવે, સંકોરે સાળુકોર;
અણબોલી ઉડન્તી કરે આંખડલી મદશોર:
પીછજો એ પ્રેમને, હો પૌરવકુલમોર !

અં. ૨, પ્ર. ૫, પા. ૧૦૮

( છેલ્લું ચરણ ગાતાં ગાતાં સહુ દેવાંગનાઓ વસુન્ધરાને પોતાની પાંખે બેસારી આકાશમાં ઉડી જાય છે. સ્વર્ગે પાછી સિધાવતી ઉર્વશી પાછળ પુરુરવા તલફતી આંખે નિહાળી રહ્યા હતા તેમ ભરતદેવ આછી—આછી થતી વસુન્ધરાની પાછળ નિરાશા ને અભિલાષાની લોલવિલોલ નજરો ફેંકતા ભાગીરથી આરે રહે છે.

ભાગીરથીને સ્હામે તીર અવન્તીકુમાર ને તેમના વ્યાઘ્રામ્બરધારી ચોધરાજો આવી પહોંચે છે. )



## પ્રવેશ પહેલો:

## મહાકાલેશ્વરની સાયંઆરતી

અવન્તીનાથ: ઉજ્જયિનીના ભાગ્યવિધાતા ! નમસ્તે.

( અન્તર્ખંડમાં મહાકાલેશ્વરજીની સમીપ યોધરાજને નિહાળી રંગમંડપના ગર્ભદ્વારમાં જ થંભી જાય છે.

( શિપ્રાને આરે મહાકાલેશ્વરના શિવમન્દિરમાં સાયંકાળના આછા પડછાયા, પ્રકાશ ને અન્ધકારના ઉજમાળા ગાલીચા શા, પથરાયેલા છે. રંગમંડપમાં ને જ્યોતિર્લિંગના ગર્ભ-દ્વારમાં ઘેરાશ ગાઢ ગોરમ્ભાયેલી છે. પરબ્રહ્મને જાણે મહા-માયાનાં આવરણ ચ્હડતાં હોય ને નવબ્રહ્માંડ સૃજાતાં હોય તેમ એ કિરણગૂંથણીમાં, તેજતિમિરની એ સન્ધિકામાં કંઇ કંઇ સૃજનો તરવરતાં હોય છે.

( મહાકાલેશ્વરજીના જ્યોતિર્લિંગ સન્મુખ ટોપકવચધારી પ્રચંડ કો મહાયોધ હસ્તાંજલિ કરી રહી વિરાજેલ છે.)

મહાયોધ: નમસ્તે ! મહાદેવા ! નમસ્તે !
બ્રહ્માંડના કલ્યાણનિધિ શિવજી ! નમસ્તે !
આર્યાવર્તના અન્ધકાર ઉતારવા
દિશદિશને દેવવન્દ્યા ખોળે
દ્વાદશ જ્યોતિર્લિંગ પ્રગટ્યાં:
અબ્રહ્મણ્ય ને અનાર્યતા ત્હો યે હજી,
વસ્ત્રોમાંની કરચલીઓ ને ઝાલરોની પેઠે,

અં. ૩, પ્ર. ૧, પા. ૧૧૨

સન્તાયાં છે આર્યાવર્તમાં ઠામઠામ.
પડછાયા વિનાનો દિવસ,
અન્ધકારના ઓળા યે વિનાની પૂર્ણિમા,
જગતમાં ઉગશે કદી યે ? પ્રભો !

( આશ્ચર્યનયને ને કૌતુકમુદ્રાએ આજાનબાહુ અવન્તીનાથ વીરત્વનીતરતા યોધરાજની આરતી સાંભળી રહે છે. )

મધ્યાહ્નના મહાપ્રતાપી માર્તંડદેવનું
મધ્યાકાશમાં સિંહાસન મંડાય છે,
તેમ મધ્યદેશને પુણ્યઉછંગે
મંડાયું છે મહાકાલેશ્વરજીનું દેવતખ્ત.
સૂર્યમાલામાં સૂર્યરાજ છે
તેમ આર્યાવર્તમાં છે મહાકાલેશ્વર.
કલ્યાણનાથ ! કાળના યે કાળ !
સર્વજેતા મહાકાલના યે જયપતિ !
જગતને ત્હમારૂં શરણું જ સાચ્ચું છે.
દુનિયાના વિનશ્વર મહાદરબારમાં
શાશ્વત ને ચિરંજીવ ને કાલાતીત
આપ જ છો એક ભદ્રકાલીશ્વર.
સંસારસાગરમાંની તરણતારિણી દેવનૌકા
જીવનતીર્થની તો એક આપ છો.

**અવન્તીનાથ:** ( ન રહેવાતાં—ન રહેવાતાં અમૂર્ઝાઇને )
યોધરાજ ! નમસ્તે !
મહાકાલેશ્વરજી છે મધ્યદેશનું દેવછત્ર.
લક્ષ્મી સરસ્વતી બુદ્ધિ પ્રભા

–સહુ પ્રફુલ્લેલી પુણ્યલતાઓ છે
એમનાં દેવમૂલાં કિરણમંડલમાંથી.
એ ચન્દ્રમૌલીશ્વરને ભાગ્યદેશે તગતગતી
ઉજ્જયિની તો ચન્દ્રકલા છે.

યોધરાજ: અવન્તીદેવનું રાજવેણુ ખોટું ન હોય.
એ ચન્દ્રજ્યોતનાં છે અમૃતઅજવાળાં
ઉજ્જયિની ને ઉજ્જયિનીવાસીઓનાં.
જેવાં ચન્દ્રકલાનાં કિરણો ઉડે છે,
એવાં ઉડે છે ઉચ્ચાં
ઉજ્જયિનીનાં યે ભાગ્યકિરણો.
સારા યે આર્યાવર્તમાં સોહાશે.

અવન્તીનાથ: યોધદેવ ! આર્યયોધ જણાવ છો.
ઉજ્જયિનીને જીતવા પધારી
ઉજ્જયિનીને બિરદાવો છો.
ઉજ્જયિનીનાથને ઋણભારે ચાંપો છો.

યોધરાજ: અવન્તીદેવ ! ઉજ્જયિનીને બિરદાવવી એટલે
આર્યોને કાજે ઉજ્જયિની જયધર્મ ભાખવી.
સારૂં ન હોય, અવન્તીદેવ !
જીતવાને તે યોગ્ય ન હોય.

અવન્તીનાથ: યોધરાજ ! આર્યો શું વાંછે છે ?
ઉજ્જયિનીનો જય, કે ઉજ્જયિનીની મૈત્રી ?

અં. ૩, પ્ર. ૧, પા. ૧૧૪

યોધરાજ: આર્યો ઉજ્જયિનીની મૈત્રી માગે છે.
સરસ્વતીનું ધામ, લક્ષ્મીનું મન્દિર,
સુજનતાના પ્રાસાદ સમી ઉજ્જયિની
આર્યતાની અરિ ન હો:
આર્યાવર્તમાં ઉતારેલી ગ્રહમાલા શાં
વેરાયેલાં તીર્થોની તીર્થરક્ષાના
સદ્ધર્મદિગ્વિજયમાં
બ્રહ્માવર્તના ભરતરાજની સંગાથી હો:
આર્ય યોધગણનો એ મહાશય છે.

અવન્તીનાથ: અવન્તીની સમશેરો વીજળીપાયેલી છે,
અવન્તીનાં વજ્રચાપ ને શરભાથાં
વિશ્વકર્માનાં ઘડેલાં–ભરેલાં છે.
એક મહાસંગ્રામ પછી મળીશું,
ભેળા બેસી શોધીશું ભાગ્યલેખના મન્ત્રો.
પણ યોધરાજ! આર્યોને જઈ ક્હેજો,
અવન્તીનાથે આર્યદેવના ઋણિ છે.
કિષ્કિન્ધાની મહાવાનરસેના,
મહા માસના અણધાર્યા મેઘગોરમ્ભા શી,
ઉજ્જયિનીને ગઈ રાતે ઘેરી વળી,
શિપ્રાનાં પાણી ડ્હોળાં કીધાં,
મહાકાલેશ્વરનો ધ્વજદંડ ઉતાર્યો,
ત્યાં, અવન્તીયોધગણ આવતાં–આવતાંમાં,
એક આર્ય યોધરાજ પધાર્યો.
ગિરિશિખર શો પ્રચંડ,

ગરૂડરાજ શો ઘૂમતો,
વીરમુગટ શો પરાક્રમી:
પ્રજાઓના પ્રારબ્ધનો ઘડનાર,
અવનીતલવાસી જાણે બ્રહ્મા.
એના રથચક્રથી ધરણી ધ્રૂજતી.

યોદ્ધરાજ: એવા નહીં, તે આર્યયોધ નહીં.
આર્યો તો આભના આધાર છે:
પણ ગૌરવ તો ગુણપારખનું.

અવન્તીનાથ: ઉખાડયું રાયણનું એક વૃક્ષ,
કીધી એની મહાગદા,
ને કિષ્કિન્ધાના પશુદળને
દળ્યું—કંઇ દળ્યું એ યોધરાજે !
આભ ને અવનીની વચ્ચે
કાલચક્ર માનવજાતને દળે છે તેમ.
ઉજ્જયિનીને ઉગારી એ યોધદેવે.
હજારો વચ્ચે એક ઘૂમતો,
જલમોજાંઓ વચ્ચે જાણે જયનૌકા.

યોધરાજ: આર્યો તો અમૃત પી અવતર્યા છે.
દેવદાનવના સાગરમન્થનકાલે
દેવોએ જીતાં વધેલું અમૃત
આર્યકુલને પાયું હતું અમરનાથે.

અં. ૩, પ્ર. ૧, પા. ૧૧૬

અવન્તીનાથ: દુશ્મનના દુશ્મન શુ તો દોસ્તી
સાંધે અવનીના અવનીપાલો.
આ તો અવનીપાલ જ નહીં,
દેવકુલનો જાણે દેવપાલ.
અવન્તીને ઉગારી એ અરિદેવે.

યોધરાજ: છળ, કપટ, પીઠના ઘા,
દુશ્મનના દુશ્મન શુ મૈત્રી,
પાંખ કાપી ઉડાડવાં ને વીંધવાઃ
એ આર્યનીતિ નથી, અવન્તીદેવ !
ઉજ્જયિનીને ઉગારી છે તે અપનાવવા.
અવન્તીને આર્યો અખંડ વાંછે છે.
કિષ્કિન્ધાની વાનરસેના
અવન્તીની દ્વારે ખંડિત કરે,
દ્વારખંડાયેલો યે એ ચન્દ્ર જીતવો
આર્યોને તો અપયશ જ છે.
ઉજ્જયિનીની પૂર્ણિમાને જીતવાના
આર્યોના છે વીરઅભિલાષ.
અસ્તંગમિતમહિમા ઉજ્જયિનીને જીતે,
આર્યોનો યે મહિમા તો
એટલો ઓસરી જાય યશજુવાળથી.
અવન્તીના મધ્યાહ્નના સૂર્યથી
બ્રહ્માવર્તના મુગટને વધાવવો છે.

અવન્તીનાથઃ સૂરજ સ્હામે યે ઉઘાડી આંખે ચાલો
એવા છો આર્યરાજ, યોધદેવ !

બાણુચાપ ને ટોપકવચ તો
અવન્તીયોધરાજોનાં યે છે અજેય:
સૂરજની કિરણુવેલ સમી
સોનાવેલે શણુગારેલાં.
પણુ આર્યોનાં તો શસ્ત્રઅસ્ત્ર જ ન્યારાં.
ભરતદેવને ભાથે ભર્યાં છે
હૈયાને નાથતા ઋણુપાશ:
ને સિંહને ય જાણે નાથે છે
સુજનતાના એ ઋણુદોરથી.

ચોત્રરાજ: એ જ, અવન્તીદેવ ! આર્યતા.
વીરત્વ ઓછાં નથી આર્યોનાં,
સૌજન્ય એથી સવિશેષ છે.
અને એથી જ છે, અવન્તીદેવ !
જગતભરમાં આર્યત્વનો દિગ્વિજય.

અવન્તીનાથ: એવા આર્યત્વનો સદા જય હો !
આટઆટલાં પખવાડિયાંથી મોરચા માંડયા છે,
નથી એકૂકે સુન્દરીનું અપમાન,
નથી એકૂકે નિ:શસ્ત્રીને શસ્ત્રશાસન,
નથી એકૂકે પુરજનને સૈન્યપીડન.

ચોત્રરાજ: બ્રહ્મવર્તના એ બ્રહ્મઘોષ;
યુદ્ધ આદરતાં યે પરમ બ્રાહ્મણુ.
રણુસંગ્રામે એમનાં તો ધર્મયુદ્ધ.

અં. ૩, પ્ર. ૧, પા. ૧૧૮

અવન્તીનાથ: એવાથી તો જીતાવું યે સારૂં.

યોધરાજ: ( ઉત્સાહપ્રેરણાથી વડડાળી શા ધ્રૂજતા ઉઠીને )
આજાનબાહુ છો, અવન્તીદેવ !
આર્યોના અરિ થવાને યોગ્ય છો.
સ્મરણે સંચી રાખજો આ યોધવેણ:
મધ્યાવર્તના મહારાજવી અવન્તીદેવ
ભરતરાજના યે પૂજનીય થશે.

( યોધરાજ અલોપ થાય છે. રંગમંડપના ગર્ભદ્વારને માપતા અવન્તીનાથ એક જ, માનવસ્થંભ શા, રહે છે.

યોધરાજના વીરશબ્દને જાણે ઝીલી લઈ દિગન્તમાં પ્રસરાવતી જેવી મહાકાલેશ્વરની સાયં-આરતી ગર્ભદ્વારમાંથી રંગમંડપમાંથી ને શિવ-મન્દિરમાંથી પૂરની પેઠે વહતી આકાશમાં ગાજી રહે છે. )

---

## પ્રવેશ બીજો:

### બ્રહ્માવર્તમાં બ્રહ્મસભા

( સરસ્વતીને તીરે બ્રહ્માવર્તમાં એક સઘન કુંજમાં સૂર્યમંડલ સમી તેજસ્વી બ્રહ્મસભા મળી છે. ગ્રહો ને ઉપગ્રહો સમા ઝળહળતા ઋષિ મુનિ યોગી તપસ્વી ને ઋષિકુમારો એકઠા મળેલા છે. ઉપર વૃક્ષશાખાઓ વીંઝણો નાંખે છે, કુંજઘટા સૂર્યતાપને નિવારી લે છે, ને દર્ભ કુશ શણુ ને ઉનના તેમ જ છાયાના ગાલીચાઓ ઉપર બ્રહ્મવર્ચસ્વી બ્રાહ્મણો વિરાજેલા છે.)

અમાત્ય: તપોધન પુણ્યપ્રભાવી ધર્મતેજસ્વી
આ બ્રહ્મસભાની સમીપે
મહારાજ પૌરવદેવની વિજ્ઞપ્તિઓ બે છે:
દેવપાવન પુરુવંશનું ધર્માસન
કઇ રાજનગરીમાં સ્થાપવું:
અને વિન્ધ્યાટવિના મહાવનની સીમાઓ
આર્યજનોએ ઓળંગવી કે નહીં ?

(કુલપતિ કણ્વ ને વલ્કલધારિણી શકુન્તલા, મા-

ગ્રં. , પ્ર. ૨, પા. ૧૨૦

લિન્યાશ્રમના બ્રહ્મપરિવાર સાથે, પધારે છે. બ્રહ્મસભા ઉભી થાય છે, સહુ પરસ્પરને વન્દન વન્દે છે.)

**અમાત્ય:** ( આગળ આવીને શિરસા વન્દી હસ્તાંજલિ
કરી રહીને )
રાજમાતુશ્રી ! પ્રણમું છું.
પૌરવકુલનો જય હો જગતમાં.

**શકુન્તલા:** ( પૂર્વસ્મરણો ખડાં થયે આછી વિષાદછાયા
મુખચન્દ્રિકા ઉપર ને કંઠમાધુર્યમાં પડ્યા પછી)
મન્ત્રીશ્વર ! કલ્યાણ થાવ.
પૌરવપુરમાં કુશળ વર્તે છે ને ?
પુરુવંશનું ધર્માસન તો પુણ્યવન્તું છે ને ?

**અમાત્ય:** આ બ્રહ્મર્ષિઓના આશીર્વાદથી
ને આર્યોના આર્યત્વના ઓજસ્થી
સુખ ને કલ્યાણ પ્રવર્તે છે પુરુનગરીમાં.
આપના મહાનુભાવ પુત્રદેવ તો
કલ્યાણયશસ્વી પિતૃઓનાં યે પુણ્ય
પ્રભુપ્રભાળાં કરશે.

**કણ્વ:** ઋષિકુમારો ! ગાવ એ
બ્રહ્મજ્ઞાનભર્યો ભારતમહિમા.
આર્યાવર્તની ગુણગૌરવી બ્રહ્મસભામાં
ગાવ એ ઇતિહાસનાં બ્રહ્મગાન,
ભાવિ અને ભૂતકાલનાં.

અંક ૩, પ્ર. ૨, પા. ૧૨૧

ચાર ઋષિ.–( બ્રહ્મસભા સન્મુખ આવીને )

કુમારો: સપ્તસિન્ધુ ! બ્રહ્માવર્ત ! તક્ષશિલા ! ને નલીન્દ !
ગંગાતટના પવિત્ર ઋષ્યાશ્રમ હો !
પંચવટી ! બોધીસત્ત્વ ! જમનાજીનાં ગોપીતત્વ !
આચાર્યો કેરાં પુનિત જન્મતીર્થ હો !
ગાઓ-ગાઓ મળી સર્વ ભારતનાં બ્રહ્મગાન.

ગાઓ એહ ગુણવાર્તા,
ગુણપૂજક જગનાં નરનાર હો !

ઉપનિષદ ! યોગમયતા, ભાગવત ! ભક્તિપરાયણતા,
દર્શનો ! લોકકુતુકકર બુદ્ધિપ્રાગલ્ભ્યે;
વેદસંહિતા ! અગમ્ય અગોચર
વાણીમાંના સહુ વાણીપર ભાવે:
ગાઓ-ગાઓ મળી સર્વ ભારતનાં બ્રહ્મગાન.

ગગનકમ્પાવત ગીતે, પૃથ્વિકુંજ પડઘો પાડીને,
ઉદ્‌ગાતા ઓ !
કાલગુફા વીંધી શબ્દબાણથી
વિપુલવૈભવી ભવ્ય કાવ્યથી ગાઓ:

ગભીર–ગભીર ઘેરે નાદેઃ
ધીરે ધીરેઃ
ગાઓ એ મહાકથા વિ.

**તપસ્વી:** ( બ્રહ્મસભાને )
ઋષિજનો ! યોગીરાજો ! તપસ્વીઓ !
કુલપતિ કણ્વ નૈષ્ઠિક બ્રહ્મચારી છે,
બ્રહ્મસભાને બ્રહ્માસને તે જ શોભે.
પૌરવવંશની માતા દેવી શકુન્તલા યે,
જીવનનાં કેટલાંક વર્ષો શિવાય,
આજન્મતપસ્વિની જ છે:
બ્રહ્મસભાને અર્ધ બ્રહ્માસને તે શોભે.
વિરાજો બ્રહ્માસને, બ્રહ્માવર્તનાં મહાઅતિથિઓ !

( બ્રહ્મતેજથી બ્રહ્મણોના મુર્ખસૂર્ય ઝગારા મારી રહ્યા છે એવી નક્ષત્રમંડલિ સમી બ્રહ્મ-સભા ગોઠવાય છે. )

**કણ્વ:** મન્ત્રીશ્વર ! આર્યત્વના અવતાર
મહારાજ ભરતદેવનો આમન્ત્રેલો
આ બ્રહ્મસમાજ મળ્યો છે અંહી.
શો સન્દેશ છે પુરુકુલપ્રદીપનો ?

**અમાત્ય:** બ્રહ્મવર્ચસ્વી આ બ્રહ્મસભાને
મહારાજ ભરતદેવે ચરણવન્દના કહાવી છે.
તપોધન–જ્ઞાનધન–ચારિત્ર્યધનવન્તા
બ્રહ્મરાજોને અશ્વમેધમાં આમન્ત્ર્યા છે.
ને બે આર્યપ્રશ્નોના નિર્ણય વિનવ્યા છે:
એક: આર્યત્વનું ધર્માસન ક્યહાં સ્થાપવું ?

એઃ વિન્ધ્યાટવિ ઓળંગવી કે નહીં ?
ગંગાદ્વારના નરમેધને અટકાવી
અસુરો કનેથી અમરકન્યકાઓ છોડાવવા
મહારાજ સ્વયં પાતાલમાં પધાર્યા છે.

બ્રાહ્મસભાઃ જય હો એ પૌરવકુલનો,
જય હો એ જયકિરીટીનો.
દેવો તીર્થો અને બ્રાહ્મણોનો તો
પૌરવવંશ પરમહિતસ્વી જ છે સદા.

તપસ્વીઃ યજ્ઞમહોત્સવપ્રસંગે આશીર્વાદ દેવા
બ્રહ્મસભા પૌરવપુરમાં આવશેઃ
આર્યત્વના પરાક્રમયજ્ઞમાં
કુલપતિ કણ્વદેવને આચાર્યપદે સ્થાપશે.

બ્રાહ્મસભાઃ કુલપતિ કણ્વ જ આચાર્યપદે શોભેઃ—

તપસ્વીઃ દિનના તેજસૂયજ્ઞમાં દિવાકરની પેઠે.

કણ્વઃ દેવોની દેવવાણી છે કે
ગંગાયમુનાના મહાપ્રવાહ અવરોધી
ભરતદેવ સવાસો અશ્વમેધ કરશે.
શકુન્તલા ! ત્હમારો પુત્રદેવ,
દશરથના રામચન્દ્રજીની પેઠે,
ત્હમને યે પરાક્રમોથી વિસરાવશે.

અં. ૩, પ્ર. ૨, પા. ૧૨૪

યોગીન્દ્ર: આર્યકુલની કીર્તિનાં દુંદુભિ
ભૂમંડલમાં ભરતદેવ વગડાવશે:
ને એ જયયજ્ઞોના મહોત્સવોના આચાર્યદેવ
કુલપતિ કણ્વ મુનીશ્વર
દેવમંડલમાં તે જાણ કરશે.

મુનિ: વિન્ધ્યાટવિ ઓળંગવાનો પ્રશ્ન વિકટ છે.
આર્યોની ભરતીને ઓટ નથી
ત્રિકાલના ઝાંપા સુધી યે.
સૃજનકાલથી ચાર-ચાર કોટ માંડ્યા છે
ઉત્તર અને દક્ષિણ વચ્ચે.
નર્મદા ને તપતિના મહાનદ,
વિન્ધ્યા ને વિન્ધ્યાપાદના ગિરિવરો,
ઉભા છે વેરાયેલા આંતરીને.
ઉતરાય તો ઓળંગવા
અન્ધકારમાં પ્રકાશ પાડવાને કાજ.
જાવ, ને જય કરો, આર્યકુલ !

શાસ્ત્રવેત્તા: ( સ્મૃતિનો શ્લોક ભણીને )
आसमुद्रात्तु वै पूर्वात्,
आसमुद्रात्तु पश्चिमात्,
तयोरेवान्तरं गिर्यो:
आर्यावर्तं विदु र्बुधा:

કાળું મૃગ ફરે એટલો આર્યાવર્ત;
સોમતીર્થથી અવન્તી અને ગંગાદ્વાર.
પુરુવંશનો એટલો આર્યદેશ.

યોગીન્દ્ર: મહીપાલને મહીની અવધો કેવી ?
લોકપાલને લોકસીમાઓ ક્‌ય્હાંથી ?
નિઃસીમ ને નિરવધિ છે
આર્યકુલનો આર્યાવર્ત તો:
પૃથ્વી જેટલો પથરાતો
ને વ્યોમ જેટલો વિસ્તરતો.
ભરતવંશ જગતભરમાં ઉભરાશે.

કણ્વ: શાસ્ત્રો એક છે, ધર્મ એક છે, સાહિત્ય એક છે,
સંસ્કૃતિ એક છે, ભાવનાઓ એક છે,
જીવનવિધાન એક છે:
ઇતિહાસપ્રસિદ્ધ વડિલોનો વારસ
વિધવિધવર્ણો આર્યદેશ એક જ છે.
રૂમઝૂમતી સાગરમેખલાથી શોભતો
આર્યાવર્ત દેશ નથી, ખંડ છે,
ત્હેના ભાગો પ્રાન્તો નથી, દેશો છે:
એક જ આર્યદેહના એ અવયવો છે.
એ જ પરવો, ને એ જ ઉત્સવો:
એ જ સુખદુઃખના દિલાસા ને વિસામા.
એક જ મેઘની એ અનેક ધારાઓ:

અં. ૩, પ્ર. ૨, પા. ૧૨૬

એક જ પૌરવકુલના મહાવડલાની
દૂર–દૂર પથરાતી ને ઉગતી એ વડવાઇઓ.

શકુન્તલાઃ ભરતદેવના હાથમાં ચક્ર છે,
ભરત દેવના પગમાં પદ્મકોષ છે.

કણ્વઃ ભરતદેવ સાગરને ઓળંગશે,
ને મહાસાગરનાં મહાજલમાં યે
ભવતરણી તરાવશે.
દેવમાયા સમી તપસ્વિની શકુન્તલાએ
ચક્રવર્તીનાં લક્ષણ ભાળ્યાં તે ભાખ્યાં.
ધરતીના દૂરદૂરના છેડા સુધી,
સાગરના મહાઆરાઓ લગી,
દિશાકાળની પાળ પર્યન્ત,
આર્યદેશ વાધતો વિસ્તરશે.
આર્યત્વ વિધિનું વિધાન છે,
આર્યત્વને અવરોધ નથી કાંઇ
નદનો ગિરિરાજનો કે સિન્ધુપગથારનો.
અગસ્ત્ય મુનિએ સમુદ્ર પીધો છે,
વિન્ધ્યાટવિ વસાવવા કાજે યે
એમને વિનતિ વિનવીએ.
બોલો બ્રહ્મસભાના બ્રહ્મદેવો !
આર્યકુલની ત્રિકાલની મહાગાથાઃ

( કણ્વ ઋષિ ઉચ્ચારાવે છે, બ્રહ્મસભા ઉચ્ચારે છે. )

**सहनाववतु, सह नौ भुनक्तु,**
**सहवीर्यं करवावहै;**
**तेजस्वि नावधीतमस्तु;**
**मा विद्विषावहै.**

એ ગાજો, ને ઉજવજો જગતયાત્રા.

યોગીન્દ્ર: બીજો પ્રશ્ન કપરો છે.

શાસ્ત્રવેત્તા: શાસ્ત્રાનુસાર નિર્ણય ઉતારજો.

મહાજ્ઞાની: આમાં તો અનુભવની આણ—

તપસ્વી: ભવિષ્યકાલના મહાસાગરની પાર
આઘે ને આઘે આંખડી પરોવી
આર્યત્વની પાટનગરી સ્થાપજો.

કુળવૃદ્ધ: **महाजना: येन गता: स पन्था:;**
મહાજનના મન પૂછો–પૂછાવો.

( બ્રહ્મસભાને કિનારેથી એક તરુણ ઉઠે છે. )

તરુણ: મન્ત્રભવન ને મહાસભામંડપ
રાજમહેલમાં નિરનિરાળાં હોય છે:
તેમ સરસ્વતીતીરે બ્રહ્માવર્તમાં મન્ત્રરાજધાની,
ને યમુનાતીરે પૌરવપુરમાં
ધર્મરાજધાની સ્થપાય તો ?

અં. ૩, પ્ર. ૨, પા. ૧૨૮

એક છેડેથી અવાજઃ—:

વિદ્યા ને ધનમાં ને ડહાપણમાં
એ ગરીબ છે, બાલક છે.
સલાહની એની ધૃષ્ટતાને
ન સાંભળવી, તુચ્છકારવી.
બ્રહ્મસભાનું અપમાન—

( બ્રહ્મસભામાં તોફાનીસાગરના ખળભળાટ
શો ઉછળાટ થઇ રહે છે. )

તપસ્વીઃ બ્રહ્મસભાને તો ત્હમે અપમાનો છો.
સયુક્તિક વચન બાલકનું યે સ્વીકારવું,
અયુક્તિક વચન વેદનું યે વર્જવું:
બ્રહ્મસભાનો એ ધર્મમન્ત્ર છે.

કુણ્વઃ તપસ્વીરાજ સાચ્ચું ભાખે છે.
ગરીબ કે તવંગર, સાક્ષર કે નીરક્ષર,
યુવાન કે વૃદ્ધના ભેદ
આર્યત્વભજતી બ્રહ્મસભામાં નથીઃ
યુક્તઅયુક્તનો એક જ ભેદ છે.
એ યૌવનવૃદ્ધનું વચન જ સાચું છે,
એમની આછીપાતળી સુચના
એ બ્રહ્મસભાનો નિર્ણય થશે.
એ યૌવનવૃદ્ધને મન્ત્રીશ્વરજીને સોંપીશું,

આર્ય રાજનીતિમાં કેળવશે.
પૃથ્વીનો દીર્ઘદ્રષ્ટા મન્ત્રીશ્વર થશે એ.

**તપસ્વી:** તો સરસ્વતીતીરે મન્ત્રરાજધાની,
ને યમુનાતીરે ધર્મરાજધાની સ્થાપવી.
અંહી બ્રહ્મપુરી, ને ત્યાં ધર્મપુરી.

**કણ્વ:** આર્યકુલની એ સનાતન પાટનગરી નીવડશે.
આર્યોનો પરમ રાજમન્ત્ર **લોકસંગ્રહ** છે.
બ્રહ્માવર્તમાં ને પૌરવપુરમાં,
મન્ત્રભવનમાં ને ધર્મભવનમાં,
એ મહામન્ત્ર પળાશે ત્યાં સુધી
પુણ્યમ્હોર્યાં જ પ્રફુલ્લશે
આર્યો આર્યદેશ ને આર્યપાટનગરી.

**તપસ્વી:** મહર્ષિનાં વચન મિથ્યા નહીં જાય.
કાળનાં વાદળ ગડગડીને જશે,
તોફાનના ઝંઝાનિલ ઝમકારીને શમશે,
આર્યત્વની એ પાટનગરી નહીં મટે.
અશ્વ નબળા અસ્વારને ઉથલાવેઃ
આર્યત્વને ચૂકશે તો
અવનીઝીલતા આર્યવંશને યે એમ
ઉથલાવી નીચે નાંખશે
એ જગત્યશસ્વિની પાટનગરી.
મન્ત્રીશ્વરજી ! સાંભળ્યા ને
પ્રકૃતિસભાના બન્ને યે મહાનિર્ણય ?

અં. ૩, પ્ર. ૨, પા. ૧૩૦

અમાત્યઃ શિરસા સ્વીકારૂં છું બ્રહ્મસભાના બ્રહ્માદેશઃ
ત્રિકાલહિતસ્વી ને ઇતિહાસનિર્ણયાત્મક છે તે.
આર્યત્વની યુગદર્શિની છે આ બ્રહ્મસભાઃ
ઉગતા—આવતા ઇતિહાસોને ઘડનારી.

યોગીન્દ્રઃ બ્રહ્મસભાને એક વિજ્ઞપ્તિ છે.

કણ્વઃ યોગીજનના તો પુણ્યાદેશ જ હશે.

યોગીન્દ્રઃ ભરતદેવે નરમેધ અટકાવ્યાઃ
સોમતીર્થ ગંગાદ્વાર ને હિમાદ્રિતટ—
તીર્થરાજોનું પરિત્રાણ કીધુંઃ
અવનીમાં આર્યત્વ વિસ્તાર્યુંઃ
આર્યાવર્તના કપાયેલા અવયવો સાંધી સાંધી
આર્યદેશનો અખંડદેહ સ્થાપ્યોઃ
દેવ તીર્થ બ્રાહ્મણોને અભયદાન દીધાંઃ
પૌરવકુલનો ધર્મધ્વજ પૃથ્વીમાં પરવરે છેઃ
બ્રહ્મસભાએ એ વિચારવું ઘટતું નથી ?

મહાજ્ઞાનીઃ વિચારકોને તો વિચારવું જ ઘટે ને ?
ભરતદેવનાં રથચક્ર, સૂર્યચક્ર શાં,
મ્હોટાં અજેય ચક્રચકિત છે,
દોડતાં ધરતીને ધરતીકમ્પ થાય છે.
છ વર્ષના બાલ યુવરાજ
સિંહ વ્યાઘ્ર વરાહાદિને

વનના મહાવૃક્ષે બાંધતા:
આજે મહાઅનાર્યોને એમ બાંધે છે.
વૃક્ષની ડાળે–ડાળે ચ્હડતા ને રમતા:
આજે પૃથ્વીવડલાની ડાળે–ડાળે
ચ્હડે છે ને રમે છે
પૃથ્વીલોકનો એ પુરુષોત્તમ.

યોગીન્દ્ર: અશ્વમેધના યજ્ઞમહોત્સવપ્રસંગે
રાજર્ષિનું મહાબિરદ
એ લોકપાલને બ્રહ્મસભા આપે તો ?

બ્રહ્મસભા: બિરદ આપો, બિરદ આપો:
રાજર્ષિનું બિરદ આપો.
કુલપતિને કહો, બ્રહ્મદેવો !
રાજર્ષિનો મુગટ પહેરાવશે.

કણ્વ: બ્રહ્મસભાની જેવી બ્રહ્માજ્ઞા.
ભરતદેવથી રાજર્ષિપદ શોભશે,
પુણ્યપરિમલિત ને પ્રભાવન્તું થશે.

શકુન્તલા: પુરુવંશનો ને આર્યકુલનો
આજે પુનરુદ્ધાર સ્થપાયો
બ્રહ્માવર્તની આ બ્રહ્મમહાસભામાં.

મન્ત્રીશ્વર: ભરતકુલની રાજમાતાના પદકમલ સમીપે.

અં. ૩, પ્ર. ૨, પા. ૧૩૨

મુનિરાજ: બોલો શ્રી ભરતકુલનો જય !

(આકાશ ગજાવતી બ્રહ્મસભા ભરતકુલના જય-ધ્વનિથી ગાજી રહે છે, ને કુરુક્ષેત્રના મહારણ-પગથાર ઉપર એ જયધ્વનિના પડઘાની તરંગાવલિ, યુગના યુગ સુધી, ઉછળતી પ્રસરી રહે છે. )

---

## પ્રવેશ ત્રીજો:
### ઉજ્જયિનીનો નગરચોક

( મોતી માણેક લીલમ હીરા: નાનારંગી રત્નમણિઓથી ઝળહળતી, ઉજ્જયિનીના નગરચોક ફરતી, લક્ષ્મીછલકાતી દુકાનો છે, ને એ લખપ્વજીઓની ને એ કોટિધ્વજીઓની દુકાનોએ લાખ્ખોનો વ્યવહાર ચાલે છે. સાતસાત માળના કુલભવનોની અગાસીઓમાં લતામંડપો માંડેલા છે. નગરચોક વચ્ચે સ્ફાટિકપાળનો જલકુંડ છે, વેલમાંડવો છે, ને જલકુંડની મધ્યમાં ચોગમ લતાતોરણુશોભિત, અવન્તીના યશપ્રતાપના દંડ શો, જયસ્થંભ છે. એ જયસ્થંભ ઉપર દિશદિશના આભમાં કીર્તિસ્ફુરતો અવન્તીનો રાજધ્વજ ઉડે છે. જલકુંડ ફરતી માલણોની ને ફૂલફૂલથી લચીનમી જતી મ્હેકતી દુકાનો છે. )

એક યુવતિ: લીધાં ? કુંકુમ ને મેંદી ?
ને કેશસંસ્કારના ધૂપ ?
—ને સાંભળ્યું ? કાલે સ્વયંવર છે;
દેશદેશના દેશનાથો પધારેલા છે,
રાજકુમારી હજી નથી આવ્યાં.
તો સ્વયંવર કોનો કરશે ?

બીજી યુવતિ: આર્યસેનાના યોધરાજોનો.
અખાડામાં જીત્યા છે ને અવન્તીકુમારોને !

આ તો દેવપૂજાની સામગ્રીઃ
પૂર્ણિમા પૂજવાની છે ને અમારે ?
પણ દેવવાણી કહે છે ને કે
સ્વયંવરને મુહૂર્તે રાજકુમારી પધારશે ?

પહેલી યુવતિ: સહુને રાજકુમારી વરવી છે,
કોઇને રાજકુમારી રક્ષવી નથી.
એ દહાડે તો, સાંભળ્યું ને ?—

બીજી યુવતિ: સાંભળ્યું ટોપકવચધારીનું પરાક્રમ,
શસ્ત્રસ્વામી યોધરાજનું વીરવીરત્વ,
ને જયકારન્તી ઉજ્જયિનીનું ઉગરવું.
અવન્તી શું એવી અનાથ થઇ
કે પરની રક્ષી રક્ષાય,
ને પરની ઉગારી ઉગરે ?

પહેલી યુવતિઃ પર હતા એ ? કે પોતાના ?
કહે છે ને ઓળખ્યા જ નથી કોઇએ ?

( બન્ને યુવતિઓ જાય છે. )

એક સુન્દરી: કહે છે કે અવન્તીકુમારી
અન્ધારમુખા દસ્યુઓમાં નથી,
તેજોવદના દેવાંગનાઓમાં છે.
આર્યસુભટોએ ઉગાર્યો નરમેધમાંથી.

બીજી સુન્દરી: આર્યસેના તો સેના જ નથી,
મહાજનનો સભાસમારંભ છે.
શું લીધું ? પુષ્પનો પંખો ?

પહેલી સુન્દરી: પૌરવપુરના અશ્વમેધનો રાજઅશ્વ
અવન્તીનાથે શા માટે બાંધ્યો હશે ?
ચન્દનવાડીમાં કાલે વાદળ ઘેરાયાં'તાં ને;
ફૂલ ન ઉતર્યાં, ને જરા નીંઝર્યા યે નહીં.
ફૂલપંખો ને ફૂલચાદર વિના
એમને તો ઉંઘ જ આવતી નથી.

( બન્ને સુન્દરીઓ જાય છે. ઉપર ઉડતાં વિમાનો આવે છે. )

એક માનિની: ઉત્તરમાં ગાન્ધાર અચ્છોદ ને સપ્તસિન્ધુ,
પૂર્વમાં અયોધ્યા મિથિલા ને ભદ્રવતી,
પશ્ચિમમાં સુરાષ્ટ્ર ને સિન્ધુદેશ:
એ દેશોમાંથી દેશપતિઓ પધાર્યા છે;
જાણે આભના યે થંભ,
જાણે દેશદેશના રત્નઝૂલતા દિગ્પાળ.

બીજી માનિની: સ્વયંવરમંડપ તો નગરસોહામણો છે:
અવન્તીના માનનો જાણે માંડવડો.
ઉજ્જયિનીના ઉછંગમાં જાણે
સાગર ઠાલવ્યો ને આભ ઉતાર્યો.
હાર મેખલાઓ કલગીઓ ફૂલઝુમ્મરોના
મણિઝળકાટ ને તારકતગમગાટથી

નયનઆંજતા મંડપથંભો તો જાણે
રત્નખચિત નવરંગ ચીર ઓઢીને
સ્વયંવરમાંડવડે દેવાંગનાઓ ઉભી !

**પહેલી** દેવાંગનાઓ યે પધારશે સ્વયંવરે.
**માનિની:** દેવ તો ઉતર્યા'તા કાલે ચન્દનવાડીમાં,

**બીજી** કહે છે દેવપતિ હતા;
**માનિની:** કોઇએ ઓળખ્યા નથી, પારખ્યા નથી.

**પહેલી** ચન્દનવનમાં નાગ ઉભરાયા;
**માનિની:** નાગને નેતરે બાંધી કુંવરીને વરી જવા.
દેવપતિએ ગરૂડજી છોડયાને
તે નાગસંઘ ન્હાસી ગયો,
પાણીના પૂરની પેઠે.

( વસુન્ધરા ને દેવાંગનાઓનાં વિમાન નીચાં ઉતરી નગરમન્દિરની અગાસીને દેવશિખરે થંભે છે, ને સહુ ઉતરી અગાસીમાંના લતામંડપે સિધાવે છે. )

**એક** ઉજ્જયિનીની હવેલીઓ તો જાણે
**દેવાંગના:** રસિકતાનાં સરોવરો.

**વસુન્ધરા:** પણ કાંઈ અમરાવતીનાં અમૃત
અવન્તીને આંગણુ ઉતરે ને ઉગે ?

**બીજી** ફોરશે હવે અર્થની ભરી ભરી
દેવાંગનાઃ અમરાવતીના અમૃતનાં ફુવારા..
સોહાગિણીઓના આ તો સૌહાગ
ઝળકે છે ઉજ્જયિનીને ભાગ્યદેશે.

ત્રીજી દેવાંગનાઃ એ તો સૌભાગ્યદેવોના સોહાગ.

**પહેલી** પુણ્યપાવના ગાર્હસ્થ્ય અગ્નિ વિનાનાં તો
દેવાંગનાઃ એ સૌભાગ્યદેવો ને એ સૌભાગ્યદેવીઓ ને
જેવાં પાણી વિનાનાં વાદળો.
એ તો ગાર્હસ્થ્ય અગ્નિના સોહાગ.
નર ને નાર જગતમાં છે,
એ અગ્નિવિહોણાં, તો જાણે
વનમાંના વૃક્ષરાજોની થડમાલાઃ
વણમ્હોરી, વણપ્રફુલ્લી, વણફળી.

**બીજી** ગાઓ એ પ્રેમહુતાશનું ગીત.

દેવાંગનાઃ સખિ ! હૈયાના દેવહુતાશના પ્રકાશ
ઘરઘરમાં કરશે ઉજાસ.

ઘરમાં ને પુરમાં પ્રકાશ એ પ્રકાશશે;
અનિત્યને નિત્ય કરી-કરીને ઉજાળશે;
રસિકોનાં પૂરશે એ ~~આશ~~ અભિલાષ
હૈયાના દેવહુતાશ.

અં. ૩, પ્ર. ૩, પા. ૧૩૮

નરના આત્મા માંહિ નારીના નેહ છે:
નારીના આત્મામાં નર કાજે સ્નેહ છે:
દ્વૈતમાં અદ્વૈતના એ રાસ ને ઉલ્લાસ
હૈયાના દેવહુતાશ.

સખિ ! હૈયાના દેવહુતાશના પ્રકાશ
યુગયુગમાં કરશે ઉજાસ.

એક દેવાંગના આર્યાવર્તની આર્યસુન્દરીને તો હવે
અદ્વિતીય ભાખશે જગતનો ઇતિહાસ.
વસુન્ધરા ! ત્હારી વેલનો એ વસ્તાર.

બીજી દેવાંગના: અમરાવતીના ચોકમાં યે
પેલા ઋષિકુમારો ગાતા હતા,
સુણાવોને તે વસુન્ધરાને.

વસુન્ધરા:—પણ વ્યોમયાનમાં એ વિમાનો
શેનાં સ્હામાં મળ્યાં હતાં ?
જાણે ઉડતું આંબાવાડિયું !
મંહી કોયલો બોલતી હતી.
ચમકતાં નયનમણિઓ તો જાણે
મન્દાકિનીમાં તરતી હોડીઓમાંના અમૃતદીપ.

ત્રીજી દેવાંગના: પાતાળદેશમાંના અન્ધારરાજ્યમાંથી
ભરતદેવે દેવાંગનાઓને છોડાવી,
દેવલોકમાં પાડવી ત્હેમનાં એ વિમાનો.
પુરુવંશ દેવધર્મિલો છે,
ભરતદેવ તો દેવસમર્પેલા છે

અં. ૩, પ્ર. ૬, પા. ૧૩૯

દેવી શકુન્તલાને કણ્વાશ્રમમાં સોંપ્યા
તે પૃથ્વીપ્રભાતની પુણ્યઘડીથી.

પહેલી દેવાંગના: વસુન્ધરે ! શકુન્તલાના મનોરથો અનુસાર
દેવભોમનાં દેવજીવન ત્હને દાખવ્યાં.
રસિકાઓની રસવિશુદ્ધિ,
જીવનના ઉલ્લાસ ને આનન્દ,
કલાધરોના કલાવિધાનની પવિત્રતા,
ધર્મના વિધિવિધાન, સરસ્વતીઉપાસના:
ઉદારતાની ભવ્યતા, બલિદાનનું વીરત્વ:
કુલહિત, દેશહિત, લોકહિત,
સેવાના ગહન–ઘેરા રાજમાર્ગ;
દેવોનાં દેવત્વનાં મૂલતત્ત્વો
નયણે નિરખ્યાં, આયુષ્યમાં ઉતારજે;
દિલને દાખવ્યાં, સંસારમાં વિસ્તારજે.
અવન્તીની આ પાટનગરી.
બ્રહ્મર્ષિનો આદેશ છે કે
વસુન્ધરા છે યોગિની સરિખડી;
અલકાની યુવતિઓના યૌવનધર્મ દાખવી
અવન્તીનાથને સોંપજો.
અમારે સૃજવી છે ત્હને રસયોગિની.
દેવોએ ત્હને દેવવિભૂતિઓથી સજી
ભારતકુલની માતા થવા.
ત્હારા જીવનથી નવયુગ મંડાશે.
આર્યોનો યશ છે સૂર્ય સમોવડો:
અન્ધારઉજ્જવળો, દિશાઓઝળકાવતો.

અં. ૩, પ્ર. ૩, પા. ૧૪૧

દેવાંગનાઓ: ગીતમંત્રગાન, સંગીતનિધાન;
અમરમોહન, સૌન્દર્યસોહન;
અયિ! ગુણિજન કુલરસિકા કેરાં અમ ભારતરત્નો!

સીતા—મુમતાઝ તણું પત્નીત્વ;
કુન્તીનાં કૌશલ્યાનાં જીજીબાનાં માતૃત્વ;
વનશ્રી શકુન્તલા; મહેલશ્રી સંયુક્તા;
શાહાનશાહી સંસ્કૃતિની લક્ષ્મી નૂરજહાં;
એ રસકુંવરીઓની અમૂલખ વિલાસવિભૂતિ,
અજઅમરંગી સૌભાગ્યલીલા હો!

કર્માદેવી, લક્ષ્મીબાઈ; ચાંદબીબી, અહલ્યાબાઈ;
ભરતભૂમિની વજ્રઅંગ વીરત્વમૂર્તિઓ;

ગાર્ગી લીલાવતી સરસ્વતીના
આત્મજ્યોત મનીષાપ્રભાવ;
યશોધરાના સ્વામીવ્રતસહચાર;
મહારાણીજી મીરાં કેરા પ્રેમભક્તિવર્ણો સંન્યાસ;

આ સૌનાં જ્યોત્સ્નાધવલ પરમ પુણ્યગાન હો!

ઋષિકુમારો: (આશ્ચર્યચકિત મૂકવાચા અન્તરિક્ષે નિહાળી રહ્યા હતા તે ગીતધારા આગળ ઝીલી લઈને)

પુરપુરમાંની સતીચિતાઓ,
જૌહરની જગપૂજ્ય જ્વાલાઓ;
અનુપમ ને અદ્વિતીય, યશને યશદાયિની;

અં. ૩, પ્ર. ૩, પા. ૧૪૨

પ્રજાપાવની, પુણ્યસ્રાવિની;
ઇતિહાસને સમુજ્જ્વલકારિણી;
કુલકુલ ને વ્યોમવ્યોમ પ્રકાશિની સૌદામિની;

ભરત ભૂમિની પુણ્યપુત્રીઓ;
જગતના સુન્દરીસંઘે ઇન્દ્રધ્વજ સરિખી;
નારીકુલની દેવમધુરી વસન્તિકા;

અમૃતત્વની ચેતનભરી ચિનગારીઓ;
પ્રજાપ્રારબ્ધની સોહાગણ વિધાત્રીઓ;
કવિકુલના ઉરવાસી કાવ્યમૂર્તિઓ;
અહો ! એ આર્યા ઉરઉજ્જ્વળી.

ગાઓ એ જગજ્યોતિઓનાં પુણ્યશ્લોક પુણ્યગાનઃ
ગાઓ એ મહાકથા વિ.

( નગરચોકમાં કોલાહલ થાય છે. )

વસુન્ધરાઃ અવન્તીમાં આ કોલાહલ શાનો ?

( ઉન્મત્ત મદઝરતો એક ગાંડો હાથી બજારમાં ધૂમડી ધૂમતો આવે છેઃ પાછળ કાંકરા મારતો બાલપરિવાર પોકારતો હોય છે.)

અવન્તીનાથના રાજસિંહાસન શો
આ તો જયલંકા હાથીઃ
ગંડસ્થલથી મદનાં મોતી વેરાય છે,
આંખમાંથી ઉન્મત્તતાનાં બાષ્પબિન્દુ ટપકે છે.

( અવન્તીના એક યોધને શૂંઢપાશમાં પરોવી હાથી ઉછાળે છે. એક અશ્વરાજને શૂંઢનો સપાટો મારી ઢોળી પાડે છે. રાજમાર્ગની અટારીઓ ને ઝરૂખામાં અવન્તીની કુતૂહલચકિત યુવતિઓ ને સુન્દરીઓ ટોળે મળે છે. )

દેવાંગના: અવન્તીના વીરોનો અરિ લાગે છે.

( માર્ગમાં એક બાલક એકું રડતું હતું. તે બાલકને શૂંઢવેલમાં લઈ શૂંઢને સિંહાસને બેસાડી ઝરૂખે ઉભી કુલવધૂઓને સોંપે છે, ને કુલવધૂઓ હસતી હસતી બાલકને સત્કારી જયલંકાને કુંકુમચન્દને વધાવે છે. )

દેવાંગના: અવન્તીનાથનો હાથી ને !
ગાંડો—ગાંડો ત્હો યે ડાહ્યો છે.

( શૂંઢના ઉછાળા ઉછાળતો જયલંકા હાથી નગરકુંડના વેલતોરણોને શૂંઢનો ચાબુક મારી તોડે છે, ને શૂંઢની નલિકા ભરી ભરીને જલકુંડનાં પાણી દશદિશમાં ઉછળે છે. )

વસુન્ધરા: નાગરિકોમાં આ તો તોફાને ચ્હડયો.
જયલંકા ! અવન્તીમાં યે
ત્હારો જય સ્થાપવો છે કે શું ?

અં. ૩, પ્ર. ૩, પા. ૧૪૪

( સૈનિકોએ આછળ હાથણી છોડી હતી તે આવ્યે શૂંઢમાં શૂંઢ ગૂંથી ઘડીક રમે છે. )

એક સુન્દરીઃ હસ્તિનીના હાથીઓ ચે, નવદમ્પતી શાં, શી વિલાસરમણા રમે છે !

બીજી સુન્દરીઃ ઘડીના જ છે એ ગેલ, જો ! સંસાર એટલે રસરમણા જ નથી.

પહેલી સુન્દરીઃ સંસાર એટલે રસવાડીઃ વાવો, ઉછેરો, ભોગવો—આવડે તો.

( થોડી વારે પરસ્પરને શૂંઢો મારી હાથી ને હાથિણી છૂટાં પડે છે. જયલંકા બમણો વિફરે છે. બરછી પરશુ અંકુશ લઇ કેટલાક સૈનિકો ફરી વળે છે, ને પહેલો જ ઘા વાગ્યે હાથી ઉશ્કેરાય છે. )

વસુન્ધરાઃ મ્હને મોકલો તો વશ કરી આવું.
હાથી હેતથી વશ થશે,
ગિરિશિખર શો સ્થૂલ એ પશુપતિ પે
પશુબલથી નહીં વશ થાય.

( અવન્તીનો એક યોધરાજ આવી પગમાં પાશ નાંખે છે, ને ધારે છે કે જયલંકાને જીત્યો. જયલંકા યોધરાજ ઉપર ધસી શૂંઢથી

ઉછાળી ગુલાંટ ખવરાવી ઝીલી લે છે, ને ત્હેના
આયુધો દિશદિશમાં ઉડાડે છે. )

એક યુવતિ: શણગારવિહોણી સુન્દરી
ને આયુધવિહોણો યોધરાજ:
બન્ને અડવાં ને અપશુકનિયાં.

બીજી યુવતિ: સુન્દરીને શણગારી સુન્દર શી કરવી ?
અસુન્દરને શણગારવાની હોય.
પ્રકૃતિસુન્દર તો શણગારને યે શણગારે.

( જલકુંડમાં જઇને જયલંકા અવન્તીના
કીર્તિસ્થંભને ઉખાડી શંઢમાં ફેરવી ઉડાડે છે.
અવન્તીના જયદંડના ભાગી કટકા કરે છે.
અવન્તીની અટારીઓ ને અગાસીઓમાં હાહા-
કાર પ્રવર્તી રહે છે. )

એક સુન્દરી: અવન્તીનો યશદંડ !
ઉજ્જયિનીની રાજકીર્તિ ને લોકકીર્તિ !
ક્‌ય્હારે સ્થપાશે પાછી નગરચોકમાં ?

( એક અજાણ્યો કિરીટધારી સુભટદેવ
નિઃશસ્ત્ર નગરચોકના અખાડામાં ઉતરે છે.
લોકસંઘ સૌ થંભી જાય છે, જાણે કો આશ્ચર્ય
ઉગ્યું: વર્ષાફોરાં શી નયનધારાઓ સુભટદેવ
ઉપર વરસાવે છે. ટપકતા ઝરણના ઘોષ સમો,

સરોવરજલના ઉછળાટ શો, વરસાદની ઝમ-
ઝમતી ઝડીઓ જેવો, યોધરાજ શબ્દોચ્ચાર કરે
છે. જલ જાણી જયલંકા પળેક વિમાસણમાં
પડે છે.

( અવન્તીના યોધરાજ નગરચોકમાં
મળે છે, નિહાળે છે.

( ફૂલ વેચનારીઓની છાબ લઇ
જયલંકાને કિરીટધારી એક ફૂલ આપે છે, તે
ઝીલીને હાથી એક યોધરાજને તાકીને મારે
છે. યોધરાજની અવદશાને અટારીઓમાંથી
યુવતિઓ હસે છે.

( ફૂલ વેચનારીની છાબ ઠાલવી ચાર-
પાંચ સામટાં ફૂલ કિરીટી હાથી સન્મુખ નાંખે
છે: ઝીલવા જતાં જયલંકા મૂંઝાય છે, હારે
છે, અન્તે ઝીલે છે. ખાતાં શૂંઢ વિવશ થાય છે.

( માર્ગે જતી માલણની ફૂલછાબ લઇને
જયલંકાની શૂંઢને પુષ્પહાર ધરાવે છે, કમલ-
પુષ્પે સન્માર્જી પાંદડીઓથી શૂંઢને પંપાળે છે.)

**અવન્તીના યોધરાજો:** શાહ્બાશ! શાહ્બાશ! નવજુવાન!
જંગ આજે ત્હારો છે કે જયલંકાનો?

એક યુવતિ: હેં ! ચન્દનવાડીનો વીરભદ્ર તો નહિ આ ?

( એ કાને પુષ્પકુંડળ પહેરાવી કાન પંપાળવા જાય છે: જયલંકા ભડકે છે. ચારે પગમાં પાણીની છાલકો છાંટી ઠંડા કરે છે.

( એટલા અટારીઓ ને અગાસીઓમાં સુન્દરીઓનો સૌન્દર્યસંઘ ઉભરાય છે. )

સુન્દરીઓ: કિરીટધારી સુભટદેવ ! ધન્ય હો !

( સુભટદેવ જયલંકાનો પગ પંપાળે છે, ને હાથી તે સહેજ વાળે છે કે એ પાયસ્થંભે પગપાંદડી મૂકી જયલંકાને સ્કન્ધે સુભટદેવ, કેસરીછલંગ ભરી, કૂદી બેસે છે. )

યોધરાજો : શાહ્બાશ ! વીરેન્દ્ર ! શાહ્બાશ !

( ગંડસ્થલને પંપાળવા જતાં જયલંકા ફરીથી વિફરે છે, કિરીટીને પકડવા શુંઢ ગંડસ્થળે ફેરવે છે. સુભટદેવ પીઠપાટે ચત્તો પોઢી જાય છે. ભયચકિત ઉત્કંઠ કુલવધૂઓ કુતુકલોચને સુભટદેવને નિહાળી રહે છે.

( શુંઢશાખા દૂર જતાં વળી સુભટદેવ જયલંકાના ગંડસ્થલને પંપાળે છે, ઝરતા મદદણુ પ્રફુલ્લ કમલની પાંદડીએ લ્હૂવે છે.

અં. ૩, પ્ર. ૩, પા. ૧૪૮

જયલંકા ઝરી જતા મદમૌક્તિકને ન્હોવા દે છે, જીતાઈ વશ થઈ રહે છે. સુભટદેવ બીજા ફળ ખાવા આપે છે, ફૂલમ્હોડથી શણગારે છે, પીઠપાટે ફૂલચાદર પાથરે છે. પછી આભ-ઢગલેથી ખરતા તારકમણિ શા ઉતરે છે. )

વસુન્ધરા : હાથીને વશ કીધો કિરીટધારીએ :
જયલંકાને જીત્યો જયસેનાનીએ.
ગાંડા હાથીને યે વશ કરે
એવી છે એની વશકરણી વિદ્યા.

( જયલંકાની ઉર્ધ્વવર્તુળી શુંઢના ફણા-કમલ ઉપર એક બાલિકાને એક પગે ઉભી રાખી થનગન થનગન નચાવતો કિરીટી સુભટ-દેવ અવન્તીના રાજમાર્ગે જયલંકાને દોરે છે.)

યોદ્ધરાજો : કિરીટધારીનો જય હો !

એક માનિની : કાલે યે કો કિરીટીદેવે
વાદળાં શી વિખેરીને વાળી હતી પાછી
કિષ્કિન્ધાની કપિસેનાની ભરતી.

( સારી યે ઉજ્જયિનીનો લોકસંઘ એ જયઘોષ વધાવી લે છે, ને પ્રતિઘોષ કરે છે.

અબીલ ગુલાલ પુષ્પો પુષ્પહારોની વૃષ્ટિ અવ-
ન્તીની સુન્દરીઓ અન્તરિક્ષથી કરે છે.

( આકાશમાં દેવાંગનાઓ ને વસુન્ધરા
દેવપુષ્પો વરસાવી–વધાવી અલકા ભણી ઉડી
જાય છે.

( જાણે પૃથ્વીમાં જ સમાઇ ગયો હોય
એમ એ સુભટદેવ એકાએક અદૃશ્ય થાય છે. )

**એક સુન્દરીઃ** આજે જયલંકાને જીત્યો
તે કાલે સ્વયંવર જીતશે.

**બીજી સુન્દરી:** અવન્તીની સુન્દરીઓનાં દિલ જીત્યાં,
ને અવન્તીમાં દિગ્વિજયનો ડંકો દીધો.

**પહેલી સુન્દરીઃ** એ તો કાલનો જ કિરીટધારી :
ઉજ્જયિનીનો અજાણ્યો રક્ષપાલ :
મહાકાલેશ્વરનો અવતાર.

( અવન્તીની હસ્તીનોબત વાજે છે.

( વૈદૂર્યકમલિની સરિખડી શુંઢને છેડે
પ્રફુલ્લ પદ્મકોષમાં લક્ષ્મી શી બાલિકાને રમા-
ડતો જયલંકા, ડોલતા મેઘખંડ શો, રાજમાર્ગે

અં. ૩, પ્ર. ૩, પા. ૧૫૦

આગળ સંચરે છે, ને અદૃશ્ય થાય છે. પાછળ
વાતો કરતો ને વેરાતો સ્ત્રીસમાજ રહે છે. )

એક પ્રૌઢાઃ કૈલાસને શિખરે જયધ્વજ માંડ્યો
ને અલકામાંથી યશપ્રભાને પરણ્યા,
ત્ય્હારે રોપ્યો હતો અવન્તીનાથે
અવન્તીનો યશમૂલો એ જયસ્થંભ.



## પ્રવેશ ચોથો:

### અવન્તીનો સ્વયંવરમંડપ

( ઉજ્જયિનીના રાજમહેલના ચોકમાં પુષ્પો રત્નો ધ્વજા-પતાકાઓ ને પલ્લવતોરણોથી બાહ્યાન્તર શણગારાયેલો સ્વયંવરમંડપ રચેલો છે. પ્રમુખસિંહાસનને જમણે પડખે ઋષિમંડલને કાજે ને ડાબે પડખે સ્ત્રીમંડલને માટે વ્યવસ્થા છે. વચ્ચે વચ્ચે સેંથી સમી પગથીઓ કોરી મંડલાકારમાં નૃપાલો ને પૃથ્વીપાલોને માટે સિંહાસનો માંડેલાં છે. મહોત્સવનાં વસ્ત્રાભૂષણોમાં સજ્જ વેત્રવતીઓ ને પ્રતિહારિકાઓ ઠામ ઠામ, રત્નદીવીઓ શી, ઉભેલી છે. ફરતા અવન્તીના સૅનાનીઓ ને લોકસમાજ, અને ત્હેમની યે પાછળ રાજમહેલનાં મીનાકારી છજા ઝરૂખા ને ગોખ, ને ઉંચ્ચે ધ્વજશોભી લતામંડપોથી ભરેલી અગાસીઓ ઝૂકેલી છે.

( રાજકુટુંબ ને રાજપરિવાર સાથે અવન્તીનાથ સ્વયંવરમાં પધારે છે. )

**વેત્રવતીઓ ને પ્રતિહારિકાઓ** } : અવન્તીનાથનો જય હો !

અં. ૩, પ્ર. ૪, પા. ૧૫૨

અવન્તીનાથ: ( રાજઅમાત્યને )
અમાત્યવર ! આકાશવાણી ખોટી ન હોય.
આવશે ભાખ્યું છે, પણ અત્યાર સુધી,
સ્વયંવરના કલ્યાણમુહૂર્ત પર્યન્ત,
અવન્તીકુમારી નથી પધારી.

અમાત્ય: દેવવેણુ ખોટાં ન જ પડે.
વાયુમાંથી પ્રગટશે, આભમાંથી ઉતરશે,
સ્વયંવર મિથ્યા નહીં જ થાય.
આર્યયોધને યે ધન્ય છે ને કે
અરિંજનના યે યશની વ્હારે ધાયા.
સેનાનીઓ ને પુરજનો, મહારાજ !
સારો યે અવન્તીદેશ,
કીર્તિકીર્તન ગાય છે એ યોધદેવનાં.

( પોતાના વ્યાઘ્રચર્મધારીઓ સંગાથે
અવન્તીકુમાર પધારે છે. )

કુમારસંઘ: મહારાજનો જય હો !

અવન્તીકુમાર:( આગળ આવીને )
દેવવાણીને આધારે સ્વયંવર આદર્યો;
દેવો સાચ્ચા હશે કે ખોટા ?
કે ભરતરાજે છોડાવી–ને સન્તાડી ?

અમાત્ય: દિશદિશમાં દેવો છે, અવન્તીકુમાર !
દિશાઓ સાંભળે, દેવો સાંભળે,

ને અકારણુ અનન્તનાં વેર બન્ધાય:
એવું ઓછું મા ઉચ્ચરિયે.

( સન્ધ્યાસમયે એક પછી એક ઉગતા ને પ્રકાશતા તારાઓ સરિખડા પૃથ્વીપતિઓ પધારે છે. પ્રતિહારિકાઓ ને વેત્રવતીઓ પ્રત્યેકનો જય ઉચ્ચારે છે, અવન્તીનાથ પ્રત્યેકનો યથાયોગ્ય સત્કાર કરી સિંહાસને બેસાડે છે. સભામંડપ ભરાઈ રહે )

**અવન્તીનાથ:** ભગવાન માર્તંડદેવ શા મહૌજસ
ને દિવસ સરિખડા યશોજ્જ્વલ
પૃથ્વીપુણ્યના પૃથ્વીપાલો !
યશપગલે આવી અવન્તીને શોભા આપી;
અમરોના અવનીઅવતંસોને પધાર્યે
અવન્તી યે આજે
સ્વર્ગોદ્યાન શી પ્રફુલ્લી રહી છે.

**એક નૃપાલ:** અવન્તી અવનીનો યશદેશ છે,
મધ્યદેશ મહીતલનો મુગટરૂપ છે,
ભરતરાજની પૃથ્વીપરિફરતી ભરતી
અવન્તીનાથે ઝીલી-ને ખાળી છે.
અવન્તીનાથની આમન્ત્રણા તો
સહુનાં સન્માનભરી જ હોય.

અં. ૩, પ્ર. ૪, પા. ૧૫૪

(કુલપતિ કણ્વપ્રમુખ ઋષિમંડલિ પધારે છે. વેત્રવતીઓ બ્રહ્મસમાજનો જય ઉચ્ચારે છે. અવન્તીનાથ સ્વયંવરમંડપના રાજદ્વાર સુધી સત્કારવા જાય છે, રાજમંડલ ઉભું થઇ ઋષિમંડલને સન્માને છે. )

અવન્તીનાથ: તપોધનોનાં અણમૂલાં તપપગલે
અવન્તીનાં પાપ ધોવાશે,
પુણ્યગંગા વહેશે રાજાપ્રજામાં.

કણ્વ: અવન્તીનાથ ! સૂર્યમંડલ સમા
મહીપાલ ને નૃપાલમંડલનાં યે
દર્શન તો ધર્મદર્શન જ છે.
બ્રાહ્મધર્મપાલોથી રાજધર્મપાલો,
વિચારવા કરતાં કરવું કપરૂં છે એટલા,
પૃથ્વિમન્દિરે અધિકા યશવન્તા છે.

( મહીષીસમાજ ઉઠી આવી અર્ધ્યપાદ્યે સત્કારી પૂજાઅર્ચનાદિ કરી પુષ્પમાલાઓ ધરાવી ઋષિમંડલિને રાજસિંહાસનને જમણે પડખે સ્થાપે છે. )

વેત્રવતીઓ ને પ્રતિહારિકાઓ : ધર્મકિરીટી યોધદેવનો જય હો !
અવન્તીલોકના હૃદયસિંહાસનવાસી
સુભટપ્રભુનો જય હો !

અં. ૩, પ્ર. ૪, પા. ૧૫૫

( સેનાનીઓ ને નગરમહાજનો એ જયઘોષણા ઝીલી લે છે. )

સેનાનીઓ: સુભટપ્રભુનો જય હો !

( સ્વયંવરમંડપની બહારનો લોકસંઘ એ જયઘોષણા ઝીલી લે છે. )

લોકસંઘ: સુભટદેવનો જય હો !

( અવન્તીનાથ સ્મિતવદને પધારી ધર્મ-કિરીટી સુભટદેવને અભિવન્દે છે. )

અવન્તીનાથ: સૌજન્યથી પરાક્રમથી વીરત્વથી દેવત્વથી
અવન્તીના ઉરઉરમાં વસ્યા છો;
અવન્તીને અર્ધસિંહાસને વિરાજજો;
દેવ સમ દીપાવજો દિશામંડલને.
અવન્તીલોક કે અવન્તીનાથ
અન્ય શા ઉરભાવે સત્કારે ?

ધર્મકિરીટી સુભટદેવ: સ્વર્ગકીર્તિત આ આર્યમંડલમાંના
કોઇ યે રાજર્ષિ એ કરત;
એ યશસાહસો કે એ હસ્તિનજય.
અભિભાવ આપનો ચિરંજીવ રહે
એટલી જ મ્હારી તો છે વિનતિ.

અં. ૩, પ્ર. ૪, પા. ૧૫૬

**અવન્તીનાથ:** વીરોની વિનતિ મિથ્યા નથી જતી.
ક્ષત્રિયકુલનાં–સુભટદેવોનાં પરાક્રમો
પૃથ્વીમાં પૂજાશે ત્ય્હાં સુધી તો
ચિરંજીવ જ છે, યોધદેવ!
અવન્તીકુલનો આપ પ્રત્યેનો પૂજ્યભાવ.

**સુભટદેવ:** અવન્તીના કુમારો એવા પરાક્રમી હો!

**સભાજન:** તથાસ્તુ! તથાસ્તુ!

**અવન્તીનાથ:** દેવવાણી છે કે સ્વયંવરમુહૂર્તે
અવન્તીકુમારી પૃથ્વીમાં પધારશે.
મહોત્સવનું એ કલ્યાણમુહૂર્ત
આપને વીરપગલે આવી પહોચ્યું છે.

**ધર્મકિરીટી
સુભટદેવ** : દેવવેણુ ફળશે, અને
મહોત્સવનાં કલ્યાણમુહૂર્ત પૂરાશે.

( એક પડખે અવન્તીનાથ ને બીજે પડખે અવન્તીકુમાર એમ ધર્મકિરીટી સુભટદેવને લઇ જઇને અર્ધ સિંહાસને બેસાડે છે.

( મંગલ ગીત ગાતી ગાતી, પ્રફુલ્લેલી નન્દનવેલીઓ સમી, દેવફૂલડે શણગરાયેલી દેવાંગનાઓ, ફૂલમંડલિ સમી, આકાશમાંથી ઉતરે છે. વચ્ચે ફૂલહિન્ડોળા સમી વસુન્ધરા ડોલતી હોય છે. )

દેવાંગનાઓ: સંકોરી આભ કેરી ઝાલરો
સુન્દરી ઉતરે સંસારમાં:
જીવનના સ્હવારમાં, કંઇ સ્વર્ગના શણગારમાં:
સંકોરી આભ કેરી ઝાલરો વિ.

માથે છે માલા મન્દારની,
હૈયે છે હારશણગારની,
દેવોનાં દેવફૂલના ભારની:

ઉગ્યો જગમાં સૌભાગ્ય કેરો ભાણુ હો !
મનુકુલનું ઉતરે મહાકલ્યાણ હો !

અમૃતના કુંભ ભરી લાવિયા,
હૈયાની હેલમાં રસધારને:
પાશે ભરથારને, આર્યના સંસારને:
સંકોરી આભ કેરી ઝાલરો વિ.

(મૂર્છાવશ શી વિસ્મયચકિત સ્વયંવરસભા સ્તબ્ધ થઇ નિહાળે છે કે શું અદ્‌ભુત ઉતરે છે. વસુન્ધરાને ઓળખ્યે અવન્તીનું રાજકુટુંબ ને રાજપરિવાર સત્કારાર્થે સમીપે સંચરે છે. કલ્પવૃક્ષદીધાં દેવભૂષણે વિભૂષિત વસુન્ધરા અવન્તીનાથને ને અવન્તીકુમારને અભિવન્દી માતાની સ્હોડમાં જઈ ભરાય છે. રાજમાતા કુંવરીનું મસ્તક સૂંઘે છે, ને પાંખમાં લે છે; ને એમ સહુ સ્વયંવરમંડપની મધ્યમાં ચન્દ્રમંડલ શાં, પધારે છે.)

અં. ૩, પ્ર. ૪, પા. ૧૫૮

અવન્તીનાથ: ( દેવાંગનાઓને )
દેવભોમમાંથી દેવપરિવાર
આજે અમારે આંગણે ઉતર્યો,
સ્વયંવરને દેવપગલે પાવન કીધો:
ઋણિ છું દેવકુલનો હું.
અવન્તીની ખોવાયેલી
રાજલક્ષ્મી ને રાજકીર્તિ શી
અવન્તીકુમારિકાને યે પાછી આણી:
દેવોના દેવત્વથી શણગારીને.

એક દેવાંગના: આર્યકુલના યશમેઘ ભરતદેવે
ગંગાદ્વારના નરમેધ અવરોધ્યા,
ને પ્રભાઓઢણીધારિણી અવન્તીકુમારીને
દસ્યુપાશમાંથી છોડાવી સંરક્ષી.
પછી આર્યસેના તો લાવતી હતી
અવન્તીકુમારીને અવન્તીદ્વારે જ:
પણ અન્તરિયાળ હરણ કરવાનો
દેવાંગનાઓને દેવઆદેશ થયો.

અવન્તીનાથ: એમાં જ અવન્તીનાં સૌભાગ્ય હશે.

દેવાંગના : વસુન્ધરાના જીવનયુગથી
નવસંસ્કૃતિની મહાસ્થાપના
વિશ્વવિધાત્રીએ નિર્મેલી છે.
વસુન્ધરા પૃથ્વીમાં સ્વર્ગ ઉતારશે
એવો દેવલોકનો વિધિમન્ત્ર છે.

આર્યાવર્ત અમરાવતી બનશે.
તેજલોકમાંના દેવલોકમાંના બ્રહ્મલોકમાંના
પુણ્યપ્રભાળા જીવનયોગ દાખવવા કાજ
તેથી જ દેવી વસુન્ધરાનો
આટલો દિવ્વાસ કીધો હતો:
તપસ્વિની શકુન્તલાના મનોરથો પૂરવાને માટે.

અવન્તીનાથ: દુશ્મન હો તો ભરતદેવ સમા હજો !
સુહૃદ હો તો દેવી શકુન્તલા સમાં હજો !
અવન્તીનો યશ એમણે અક્ષય સાચવ્યો,
ને દેવવિભૂષણે ભૂષણવન્તો કીધો.

અવન્તીકુમારી: મહારાજ ! રાજસિંહાસને કોણ છે ?

અવન્તીકુમાર: કિષ્કિન્ધાની વાનરસેનાને વિદારનાર !
ચન્દનવાડીના ચોરોના ન્યાયમન્ત્રી !
જયલંકાને જીતનાર જયનાથ !
અવન્તીના લોકહૃદયના હૃદયેશ,
એ તો ધર્મકિરીટી સુભટદેવ.
વસુન્ધરાની વરમાળને યોગ્ય
પરાક્રમશાળી ને પરમ યશચિરંજીવી.
એકમુખે સારો અવન્તીદેશ
એમનાં યશોગાન ગાય છે.

( કણ્વ ઋષિ બ્રહ્માસનેથી ઉઠી સ્વયં-
વરમંડપની મધ્યમાં, વિધાત્રીના પુણ્યપુરોહિત
સરિખડા, પધારે છે. )

અં. ૩, પ્ર. ૪, પા. ૧૬૦

**અવન્તીનાથ:** કુલપતિ કણ્વને વન્દીને, કુમારી !
આશીર્વાદ લે બ્રહ્મર્ષિના.

( અવન્તીકુમારી ને દેવાંગનાઓ કુલ-
પતિને વન્દન વન્દે છે. )

**કણ્વ:** વસુન્ધરાને આશીર્વાદ દેવા જ આવ્યો છું
કે આર્યકુલની માતા થજે,
વિશ્વસંસ્કૃતિની વિધાતા થજે.

**અમાત્ય:** ( સ્હેજ ટકોરતા કંઠે )
બ્રહ્મવર્ચસ્વી ! શાં આ બ્રહ્મવાક્ય ?

**કણ્વ:** અવન્તીનાથ ! જાણો છો
અવન્તીને રાજસિંહાસને
અત્યારે કોણ વિરાજેલ છે ?

**અવન્તીનાથ:** અવન્તીના લોકહૃદયનો હૃદયેશ.

**કણ્વ:** ( શબ્દમોજાંઓથી સભામંડપ ઉછળતો ઉભ-
રાય એવી સિંહગર્જના કરીને )
અવન્તીના રાજકુલનાં કીર્તિપુણ્ય
નિષ્કલંક ને તેજોજ્જવલ રાખનાર,
આર્યકુલનો ત્રિકાલતેજસ્વી સૂર્યરાજ,
પૌરવપ્રદીપ ભરતદેવ છે એ.
ટોપકવચના પડદા ઉતરાવો,
ને ઓળખો એ યશદેહી અમરને.

( રાજસભા વિસ્મયચકિત થાય છે. )

ઉતારો, ભરતદેવ! અન્ધારપછેડા શા
એ કવચ ટોપ ને કિરીટઃ
અન્ધકારમાંથી યે આંખો ઓળખાય છે
દેવહવિભૂખ્યા યજ્ઞકુંડ જેવી.
આર્યધર્મના ધ્વજદંડ સરિખડા,
નરલોકના લોકસ્થંભ સમોવડા,
અડગ અડોલ ને શૃંગોન્નત,
ઓળખાવ નૃલોકના લોકસ્કંધને.

( ટોપ કવચ કિરીટનાં આવરણ ઉતારી
ભરતદેવ સ્વયંસ્વરૂપમાં પ્રગટ થાય છે. )

અવન્તીકુમારીઃ ( હરિણી શી દોડતે પગલે સિંહાસને ચ્હડીને )
અવન્તીને સિંહાસને વિરાજો છો,
યશકીર્તને અવન્તીલોકની જીભે વિરાજો છો,
મ્હારે યે હૃદયસિંહાસને, હૃદયનાથ!
અખંડ એમ વિરાજી રહેજો.

( વરમાળ આરોપી જીવનવન્દના કરે છે. )

કણ્વઃ ત્હારા પુત્રદેવનો દિગ્વિજય નિહાળવા
તપસ્વિની શકુન્તલા! પ્રત્યક્ષ થા.

( વલ્કલધારિણી તપસ્વિની શકુન્તલા
અન્તરિક્ષમાંથી પ્રત્યક્ષ થાય છે. કણ્વ મુનિને
સાંસ્મિત વન્દના વન્દી ભરતદેવ ને વસુન્ધરા

અં. ૩, પ્ર ૪, પા. ૧૬૨

જઇ શકુન્તલાની ચરણવન્દના લે છે. ઉભયને
શકુન્તલા એક એક પાંખમાં લઇને માથું પ-
પાળી સૂંઘે છે. )

અવન્તીનાથ: પૃથ્વિકીર્તિત મહારાજ ભરતદેવ !
અવન્તી સ્હામે યુદ્ધ છતાં યે
આટઆટલા અવન્તીકુલને ઉપકાર ?

ભરતદેવ: ( સ્મિત કરતાં કરતાં )
આર્યકુલનો તો એ ઇતિહાસ જ છે.

અવન્તીનાથ: હું હાર્યો; વીરોના વીરત્વથી નહીં,
આર્યકુલના આર્યત્વથી હું હાર્યો;
સુજનતાથી, સૌમનસ્યથી, સદ્‌ભાવથી.
લાવો, ઓ પૃથ્વિકીર્તિત યોધગણ !
યશચ્છાયાળો એ આર્યોનો જયધ્વજ:
અવન્તીનાથને, અવન્તીકુમારીને,
અવન્તીલોકને હૃદયચોકે રોપ્યો છે,
એમ રોપો અવન્તીના સ્વયંવરમંડપે,
અવન્તીના રાજમહેલના રાજચોકમાં.

( અવન્તીકુમાર આર્યધ્વજને આમન્ત્રણે જાય છે. )
અમાત્યવર ! છૂટો કરો
આર્યોના અશ્વમેધનો અશ્વરાજ.
પૌરવપુત્રના તીર્થરક્ષાના અશ્વમેધને
અવન્તીનાથ હવે અવરોધશે નહીં.

મહૌજસ્ ભરતદેવનું ચક્રવર્તીત્વ
અવન્તીના રાજમહેલમાં જ સ્થપાશે.

(દૂરની મેઘગર્જના સમું આઘેથી આર્યધ્વજનું ગીત સંભળાય છે. સુભટપતિ, વજ્રધન્વા, મહારથી, ગોધરાજ વિગેરે મહાસુભટોથી, વીંટળાલા આર્યયોધરાજેથી ઘેરાયેલા, ઋત્વિજરાજની કરશાખાઓમાં આર્યધ્વજને લઇને આર્યધ્વજનું ગીત ઘોરવતો આર્યસેના થોડેક કાળે આવે છે. મોખરે અવન્તીકુમાર ચાલતા હોય છે.)

આર્યસેના: હો ! આર્યોના આર્યત્વનો ઝુંડો !
દિશદિશમાં ફરકાવો, હો આર્યો !
જગજગમાં ફરકાવો, હો આર્યો! આર્યત્વનો ઝુંડો !
હરે હો ! આર્યત્વનો ઝુંડો !

ઓ દિનપ્રગટતા સૂર્ય ! અને ઓ ચન્દ્ર !
રાત્રિ ઉજ્જવળતા !
ઓ નવલખ તારકસંઘ ! અને ઓ ધ્રુવ !
નિશદિન ચળકન્તા !

એ સાક્ષી શાશ્વત પૂરજો !
નથી શત્રુ અમ, નિર્વૈર હો !

અં. ૩, પ્ર. ૪, પા. ૧૬૪

ઉર અમી અખંડ, ભવભય પ્રચંડ,
અરિ અધર્મનો રૂડો:
ધર્મધ્વજ ફરકાવો જગ, જગ જૂવે વાટ, ઉડો !

હો ! આર્યોના આર્યત્વનો ઝુંડો !

૨

હો ! વીરોના વીરત્વનો ઝુંડો !
ભૂમિ ભરી ભરી સ્થાપો, હો વીરો !
વીરત્વનો ઝુંડો !
હરે હો ! વીરત્વનો ઝુંડો !

એ પુણ્યશુકુનનો, પૃથ્વીતલની પ્રદક્ષિણા કરશે હો !
એ પ્રેમવર્ણનો, મહામોજ ચ્હડીને સાગર ઘૂમશે હો !

મહાસૂર્ય કેરી પાંખ શા
સ્ફુરી તેજ ને કલ્યાણ, હા !

શુભનો સુહાગ ધ્વજમન્ત્રહાક
સિંહશબ્દ ગગનગિડો:
વીરધ્વજ સ્થાપો ભૂમિ ભરી,
ભૂમિ જૂવે વાટ, ઉડો
હો વીરોના વીરત્વનો ઝુંડો!

અં. ૩, પ્ર. ૪, પા. ૧૬૫

૩

હો ! બ્રાહ્મણના બ્રહ્મત્વનો ઝુંડો !
જનતામાં પૂજ્ય પૂજાવો, હો બ્રાહ્મણ !
બ્રહ્મત્વનો ઝુંડો !
હરે હો ! બ્રહ્મત્વનો ઝુંડો !

ઘન સમ જીવન વરસન્તો હો !
ઉરભૂમિ ફલદ્રુપ કરન્તો,
ચડી દેહની ને આત્માની
જગની ભૂખતરસ ફેડન્તો !

ચ્હડી દિશાકાલ તણે શિખર
કંઇ શીતલતા વરસે વિરલ:

ધ્વજપટલચોક શું બ્રહ્મલોકના પરમ તેજકુંડો !
બ્રહ્મધ્વજ પૂજો, જનકુલ ! જન જૂવે વાટ, ઉઠો !

હો ! બ્રાહ્મણના બ્રહ્મત્વનો ઝુંડો !

૪

હો ! દેવોના દેવત્વનો ઝુંડો !

નભનભ વન્દી વન્દાવો વિરાટે દેવત્વનો ઝુંડો !
હરે હો ! દેવત્વનો ઝુંડો !

અં. ૩, પ્ર. ૪, પા. ૧૧૬

કંઈ ઋષિ મુનિ યોગી તપસ્વીનાં
પૂર્વજપગલાં પાડન્તો !
ને વેદવેદનાં દેવગાન કાલાતીત કંઈ ગાજન્તો !

સાવિત્રી ને વિધાત્રીના,
ભક્તિ કવિતા લક્ષ્મીના,
પટ ભવ્ય જાણે પાથર્યા;

નભનભ સુહન્ત ધ્વજફણુ ઉડન્ત,
કંઈ દિગ્પાલની શુંઢો !
દેવધ્વજ વન્દે વિરાટ, વિભુ જૂવે વાટ, ઉઠો !
હો ! દેવોના દેવત્વનો ઝુંડો !

દિશદિશમાં ફરકાવો, હો આર્યો !
જગજગમાં ફરકાવો, હો આર્યો !
આર્યત્વનો ઝુંડો !
હરે હો ! આર્યત્વનો ઝુંડો !

અવન્તીનાથ: રોપો એ ચક્રવર્તીનો જયધ્વજ
અવન્તીના વિશાળા ઉરમહેલમાં.
મેરુ શો મંડાશે મહી ઉપર,
ને દેવધ્વજ શો લહરશે દિક્મંડલમાં.
જગતનું પરમ સત્ય આર્યત્વ છે.

કણ્વ: ( ઉદ્‌ગાતાની પેઠે ગગનકમ્પાવત શબ્દે )
આર્ય દેશમાં એકચક્ર સ્થપાયું.

ભરતદેવ ! સધાયો ત્હમારો દિગ્વિજય.
પૃથ્વીપ્રતાપી લોકપાલ ! 
આ ત્હમારો છે **પ્રથમ** અશ્વમેધ;
ગંગા ને યમુનાના મહાપ્રવાહ રોકી રોકી
સો સો અશ્વમેધ એવા ઉજવજો.
આર્ય દેશના વિભિન્ન અવયવો
મહારાજના પુણ્યયોગે સાંધ્યા છે;
આજના પુણ્યમુહૂર્તથી આર્યદેશ
ભરતદેવને નામે **ભરતખંડ** કહેવાશે,
દિશાકાલના સીમાન્તો સુધી **ભારત** નામે
પૃથ્વીમાં પુણ્યપ્રખ્યાત થશે.
સૂર્યદેવ ને સૂર્યદેવનાં કિરણો
જગતને જઈને એ જાહેર કરશે.
યયાતિનાં ઐશ્વર્ય, કુરુરાજનાં પુણ્ય,
ભરતદેવના ગુણભંડારથી વિમોહિત
બ્રહ્માવર્તની બ્રહ્મમહાસભાએ
રાજર્ષિનું બિરદ ને રાજમુગટ પાઠવ્યાં છે:
ઋષિ મુનિ યોગી તપસ્વી,
આર્ય દેશના બ્રહ્મપન્થ પ્રવાસીઓની વતી
ધરાવું છું રાજર્ષિના આ દેવમુગટ.

**ભરતદેવ:** મ્હારો પ્હેલ્લો અશ્વમેધ એટલે તીર્થરક્ષા.
દિશદિશમાં ફ્હાવ્યાં છે કહેણુ
માનવકુલનાં એ ધર્મકલ્યાણનાં.

( ભરતદેવને ને વસુન્ધરાને કુલપતિ કણ્વ ઋષિ રાજર્ષિના રાજમુગટ ધરાવે છે.

અં. ૩, પ્ર. ૪, પા. ૧૬૮

ભરતદેવ ને વસુન્ધરા તપસ્વિની શકુન્તલાનાં
ચરણોમાં બિરાજે છે. )

કણ્વ: તપસ્વીનાં જ સન્તાનો
તપોધનના પુણ્યફાલ લણશે.
શકુન્તલા ! ભરતદેવનું ચક્રવર્તીત્વ
એ તો ત્હારા જીવનંતપનું જ મહાફલ:
ત્હારા જીવનસર્વસ્વનો ધર્મવિજય.
ત્હારૂં મ્હોરેલું જીવન આજે ફળ્યુ.

શકુન્તલા: પુણ્યપિતાના પુણ્યાવતાર ભરતદેવ !
દિગ્વિજયે કીધો, ને સ્વયંવરે જીત્યો.
વસુન્ધરા ! દેવાંગનાઓએ શિખવ્યું છે,
સ્વર્ગ પૃથ્વીમાં ઉતારજે:
પૌરવકુલદેવ ! સાગર ઓળંગજો,
ને સાર્વભૌમને સિંહાસને શોભજો !
દેવના ધર્મના લોકકલ્યાણના
પરમ વિશ્વપાલ થજો !
ઉઠો, આર્યકુલનાં કુલપ્રવરો !
જગત સકલ આર્યવંશને કાજે છે.

કણ્વ:આજે આર્યકુલની પ્રથમ પૂર્ણિમા છે:
આર્યવંશના મહાસાગરને માથે
ભરતદેવ શો ચન્દ્રરાજ તપે છે:
આર્યોની પૂનમની ભરતી ડોલે છે.

અં. ૩, પ્ર. ૪, પા. ૧૬૯

( ચાર ઋષિકુમારો આગળ આવે છે, ને પૃથ્વીના પુણ્યશાળીઓ પાસેથી આશીર્વાદ માગે છે. )

**ઋષિકુમારોઃ** આપો એ આશીર્વાદ, સજનસજની હો !
ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !
ચિરંજીવ–ચિરંજીવ હો !
અમ ભરતભૂમિ હો !

રસવન્તી પુષ્પવન્તી પુણ્યવન્તી હો !
સુફલવતી જીવનવતી આત્મવતી પ્રભુપનોતી હો!
અમ ભરતભૂમિ હો !

આપો એ આશીર્વાદ, સજનસજની હો !

પ્રેયસ્ક્રીડથી અભિરામ, શ્રેયસ્ઋચાની વિશ્રામ:
પ્રેમધામ, પૂર્ણકામ, ક્ષેમઠામ, ગુણગ્રામ હો !

પ્રજાપ્રજાની પાવનકારિણી:
પૃથ્વિભૂષણ ભવતારિણી:

ખંડખંડની ઉદ્ધારિણી:
મત્યુલોકની કલ્યાણિની હો !

જીવનસાફલ્યવન્તી, સૃજનહેતુસિદ્ધિવન્તી:

વિરાટને કિરીટ તિલકટીલડી સમ હો!
ઇતિહાસની અનસ્ત પરમ પૂર્ણિમા અમ હો !
મનુષ્યકુલની પ્રફુલ્લ નિત્યવસન્ત હો !
અમ ભરતભૂમિ હો !

ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !
ગાઓ એ મહાકથા વિ.

ઋષિમંડલિ ને રાજમંડલિ:
ભારતનું રક્ષણ ને ભારતપ્રસાર
ત્હમને ને ત્હમારા જેવાઓને
સોંપ્યા છે, ભરતદેવ ! વિધાતાએ.

કણ્વ: જગર્જનો ! સુણજો આર્યકુલનો મહાબોલ;
જગતને આર્યાવર્તનો સનાતન સન્દેશ તો
લોકકલ્યાણકારી આર્યત્વ જ છે.
અમૃતઆયુષી નિત્યપૂજ્ય આર્યત્વ
ત્રિકાલને ગ્રે જીતશે જગતમાં.
જય ! ભરતકુલનો ચિરંજીવ જય !

